## આભાર

"કાગવાણી"નો પહેલો ભાગ બીજીવાર બહાર પડે છે એ જોઈ મને ઘણો આનંદ થાય છે એનું કારણ એટલું જ કે પહેલા ભાગની ત્રણ હજાર નકલ ત્રણ વરસમાં ખપી ગઈ અને એની માગણીઓ તો શરૂ જ રહી બીજી વખત પુસ્તક છાપવા સંબંધે ઘણા દિવસથી વિચાર ચાલતો હતો અને ત્યાર પછીના નવા કાવ્યો અને ગીતો પણ બની ગયા હતા એ નવા ગીતો જૂના ગીતો સાથે ઉમેરી એક જ ચોપડી બનાવવાની મારી ઇચ્છા હતી પણ છેવટે એક વિચાર આવ્યો કે એક તો પુસ્તકનું કદ વધી જાય, વળી જેને જૂની કવિતાઓ ગમતી હોય તેને સાથોસાથ વધારે કિંમત ખર્ચી નવી કવિતા પણ લેવી જોઈએ, અથવા જેને નવા ગીતો ગમતા હોય તેને પણ વધારે કિંમત ખર્ચી, આખું પુસ્તક ખરીદવું પડે એ કારણથી "કાગવાણી" ભાગ પહેલો અને "કાગવાણી" ભાગ બીજો એ રીતે બન્ને પુસ્તકો બહાર પાડ્યા છે. સાથોસાથ એટલું લખતાં મને હર્ષ થાય છે કે, કાઠિયાવાડ, ગુજરાત અને

આવાડે પણ મારા ગીતોની જે કદર કરી છે ને થોડા જ સમયમાં ત્રણ હજાર નકલ ઉપાડી લીધી છે તેને માટે હું અંતઃકરણ પૂર્વક તેમનો આભારી છું.

રાજાઓ, મહારાજો, તાલુકદારો, સરદારો, શ્રીમંતો તથા ગામડાના ખેડૂત પટેલીઆઓ અને અમારા ચારણ કવિરાજોએ સૌએ મારા ગીતોને વધાવી લીધા છે, એ મને ગર્વનો વિષય છે.

ઘણા શ્રીમંત વર્ગે અને રાજાસાહેબોએ અગાઉથી મારા પુસ્તકોના ગ્રાહક થઈ તેનો પ્રચાર ગરીબ વાચક વર્ગ તથા વિદ્યાર્થી વર્ગમાં કરેલ છે. તેઓશ્રીનો અત્તે આભાર ઉપકાર છે.

પહેલા ભાગની નકલ ત્રણ હજાર પ્રસિદ્ધ થયેલ તેનો કુલ ખર્ચ ભાવનગરના ને. ના. મહારાજા કૃષ્ણકુમારસિંહજીએ આપ્યો હતો

આ વખતે પણ પહેલો ભાગ પુસ્તક બે હજાર તથા બીજો ભાગ પુસ્તક બે હજાર કુલ ચાર હજાર નકલોનો ખર્ચ તેઓ નામદાર તરફથી અપાયેલ છે સાથે મારે એટલું તો જરૂર જણાવવું જોઈએ કે મારા ગીતોના પ્રેમી અન્ય રાજાઓ તથા શ્રીમંતો તરફથી છપામણી ખર્ચ આપવા મને ઘણી ઘણીવાર કહેવામા આવેલ છે પણ ભાવનગર એ તો મારૂ ઘર એટલે ઘરમા ખર્ચની ત્રેવડ હોય ત્યા સુધી બીજાના ઉપકાર નીચે ન આવવું એ વધારે ઠીક, પણ એ સૌ કોઈનો હુ અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ

બહુ જ નીકટના જાત અનુભવ પછી મારે એટલુ તો લખવુ જ જોઈએ કે અમારા મહારાજા શ્રી. કૃષ્ણકુમારસિંહજીને જુઠી કીર્તિની જરા સરીખી પણ ભૂખ નથી કોઈ દિવસ એને ખોટા વખાણના કાવ્યો ગમતા નથી એમને દેશગીત ગમે છે,

ગરીબોનાં દર્દગીત ગમે છે, રાજાઓને સાચી સલાહનાં ગીત ગમે છે, રાજ્ય પ્રજાના મીઠા સંબંધના ગીત એને ગમે છે. આ યુગમાં નવા વિચારોની પ્રાણ શક્તિ અમારા મહારાજામાં જોઇને એ પણ મારા ગર્વનો એક વિષય બની જાય છે.

હું ચારણ છું. અમારી કાવ્યકૃતિઓમાં જૂની પ્રણાલીકા ઘણીએ છે. પણ મારા પર પૂ. ગાંધીજીના જીવનની જ્યારથી છાપ પડી છે અને લોકગીતોના ઢાળોએ મારા હૃદયમાં જે રંગ પૂર્યો છે તેનાથી કંઇક મારી કવિતામાં નવાં ફણગાં ફૂટયાં છે અને એને જ પ્રભાવે લોકોએ મારી ચોપડીઓ ઝડપી લીધી છે એમ હું માનું છું.

હું ખેડૂત ચારણ છું. કોઇ કાવ્યશાસ્ત્ર ભણેલ નથી પણ મારા હૈયામાં જે ભાવ જ્યારે જાગે છે ત્યારે જૂના લોક ઢાળના ખોળીઆમાં એને પૂરીને મારા પોતાના આનંદને ખાતર ગાઉ છું.

પુસ્તક સંબંધે આર્થિક, માનસિક કે શારીરિક મદદ કરનાર મિત્રોનો હું સદાને માટે ઋણી છું.

કવિ દુલા ભાયા કાગ

# અનુક્રમ

# દુલાભાઈની કાવ્ય ભોમમાં

લે. ઝવેરચંદ મેઘાણી

**કા**ગવાણી ભા. ૧ લો હજુ તો છપાવા પણ ગયો નહોતો, એનાં ગીતોની સંકલના કરીને મુંબઈમાં અમે બેઉ જુદા પડયા હતા, તે પછી તો ત્રણેક વર્ષોનો ગાળો મારી ને ભગતજીની વચ્ચે પડી ગયો હતો. લોકમુખની લહરીએ ચડી ચડીને એના ગીતોની સુવાસના જ મારે કાને ચાલી આવતી હતી. નવા કાવ્ય-પ્રદેશો કેવાક ખેડયા છે એ જાણવાની ઉત્કંઠા વધ્યે જ જતી હતી પણ કવિનો પતો જડતો નહોતો.

એમાં એક દિવસ હરિપુરા મહાસભામાંથી પાછી વળેલી મારી નાની પુત્રીએ મંદ મંદ હસતે કહ્યું કે "ત્યાં તો દુલા ભગત આવેલા, ને એણે 'મહાસભા ગાંધીજીની દીકરી' એવું કાંઈક બહુ સરસ ગીત ગાયેલું. લોકો ખૂબ રાજી થયા હતા."

પણ આ સાંભળીને હું બહુ રાજી ન થયો. રાષ્ટ્રની માતા લેખે ગવાવા જોગ એ મહાન સંસ્થાને 'ગાંધીજીની દીકરી' જેવી હીણોપમા દઈને આ અનુસ્સુજાણુ કવિએ કેમ નિન્દાવેલ હશે? વિમાસણ તો ઘણી થઈ. એમની કવિતા કયા પંથે વળી હશે? એ સુગરંગી જીવના જતા પ્રચારશરી તો નહિ બની હોય? અમલી ચારણી ખમીરની ખાંડાધારને એ કવિતાએ નવીનતાના સ્વાંગ ધરતાં જતાં બુઠી તો નહિ કરી હોય?

વિમાસણના લીરેલીરા થઈ જવાનો એક દિન ગયા ઉનાળામાં આવી પહોંચ્યો. બોટાદમાં મારે ઘેર ભગતજી પરોણા બન્યા. તે

વખતે એમના અંતર પર એમની કવિ-વાણીના કૂણા રોપનું રખવાળું કરનાર પટ્ટણીજીના ઓચીંતા પરલોકવાસની ઘનગભીર શોકછાયા હતી, ને બીજો અગાઢ ભાવ તેમના પર ઝઝુમી રહ્યો હતો હરિપુરા મહાસભાના 'પિતામહ' મહાત્માજીના પ્રત્યક્ષ સમાગમનો.

પહેલી જ માગણી મે કરી 'મહાસભા ગાંધીજીની દીકરી' વાળું ગીત સભળાવવાની સંભળાવ્યું. સાંભળીને હું નવી જ અસરમાં -હાઈ રહ્યો ગાધીજીએ જેને નવાવતાર દઈ 'મહાસભા' નામ પાડયું તે નવજન્મધારિણી કોંગ્રેસ આ શુદ્ધ ગ્રામકવિની નજરમાં ગાધીની દીકરી સરીખી જ રૂડી લાગે એમાં મને નવાઈ ન લાગી ને હિમાળાનાં શિખર પર ગસ રમતી, ગીતો ગાતી ગાતી ધરોધર ઘૂમતી, ત્રણે લોકમાં તાળીઓના નાદ સંભળાવતી જગદમ્બાનું કૌમાર-રૂપ મને પણ ભાવ્યું એના રાસરમતા રૂપની આ શબ્દ-છબી—

એક ચૂડલો ખળકે બ્રહ્માના દેશમાં રે
બીજો ખળકે ખૈબર કેરે ઘાટ
દેશ જોજો ગાધીજીની દીકરી રે

આ પંક્તિઓ ગવાતી વેળા છાતી બની હતી વિરાટના રાસ લેતી એ કુમારિકાના પહોળા થએલા બેઉ બાહુઓ પર રણકતા ચૂડા શું તમને એ ખબર ઘાટના પાષાણોના નવજાગરણમાં આજે નથી સંભળાતા? ખૈબરને ઘાટ ખણકતા ચૂડાની કલ્પના, પછી—

જુગ જૂના મસાણો જગાડતી રે
મારે હાકલ ત્યાં મડદા બેઠા થાય
દેશ જોજો ગાધીજીની દીકરી રે

એ ચરીની ન્પના, અને

એણે અણમાનેતાને લીધા બાથમા રે
એને જેમાર્યા ખોળલાની માય
દેશ જોજો ગાધીજીની દીકરી રે

એવી અરવોઢાની ને લજુમતીઓના સુખણની નવ–પના મહામભાના મ્ટેવરમા પૂરીને જે કુમારિકા–સ્વરૂપ આ કવિએ સજ્જાવેલ છે, તે સ્વરૂપ હજાર ગ્રામવાસીઓને પોતાનુ લાગશે

"નવા તો ભાઇ, થોડાક રચ્યા છે, બહુ ઝાઝા કાઇ નથી" એવી નિર્ભી નમ્રતા ગણીને ભગતજીએ ગાધીજી પર ત્રણ પાચ જ સુ'ધ' ગીતો સભળાવ્યા મહાત્માજીને નવાના વિકર બનાવીને કે કાવ્યોએ પોતાના કોડ હોવેન છે પણ 'મો મો વાતુ'ના જાણનારી' એ ભગતજીનુ ગીત સાભળ્યા પછી મારી આત્મપ્રતીતિ થઇ કે અમે કોઇ હજુ આ કવિની માફક ગાધી–જીવનની બારીક રેખાઓ લોકવાણીમા પકડી શકતા નથી એની ખુબી અનેરી જ છે.

એના કાલેજમા કોઇ દો ન ઊમરે
તીર સદા એકતારે

આ પક્તિઓના મર્મ પર મારુ માથુ ડોલે છે ગાધી જીવનના ઊંડા મર્મો પામવા માટે ગાધીને પ્રિય એવી જ ક્રિયામાથી ઉપમા પકડી છે

કાગ ભાગીને ના ફોડવા માટે
કાળમા નવ ફોડનારો

પોતે ચણેલામાં પોલ ભાળે તો
પાયામાંથી પાડનારો

એ બધી એંધાણીએ એ બીટાનીયા, માગ મોભીને ઓળખી લેજે, એવું કહેનારી હિન્દમાતા શુદ્ધ ગ્રામ–નારી છે. ગ્રામવાણી, જેના પર અર્થઘનતા આણી ન શકવાનો સાકરી આરોપ છે એ ગ્રામવાણી, જેને નૂતન ભાવોનાં ઊંડાણો ભેદતાં નથી આવડતું કહેછો એ ગ્રામવાણી આંહીં પોતાનાં કેવાં સામર્થ્યોને અજમાવી શકે છે તે નિહાળીએ–

આવવું હોય તો કાચે તાંતણે
બંધાઈને આવનારો
ના'વવું હોય તો નાડાં જો બાંધશો
નાડાં તોડાવી નાસનારો

મોભીડો મારો, સો સો વાતુંનો જાણનારો!

આવા સમનોલ વિરોધાભાસો આ કવિએ 'वज्रादपि कठोराणि' જેવી જુજમાજ સંસ્કૃત ઉક્તિઓ ગોખીને ટાંકયે જનાર આધુનિકો પાસેથી નહિ પણ માર્મિકતાના નિત્યનૂતન તેમ જ ચિરંતન સમૃદ્ધિભંડાર લોકવાણી પાસેથી લધિલ છે. લોકવાણીને હું એ માટે જ સંઘેડઉતાર કહું છું. એનાં સાદાં મોયલાં ચક્રો પર મનમાન્યા ઘાટ ઊતરી શકે છે. દિવસે દિવસે મારી આ શ્રદ્ધા દૃઢ બનતી જાય છે કે લોકવાણીમાં કોઇ બીજા કનૈયા ઊઠીની ન લીધેલી, કોઇ પણ મનોનુભાવને પ્રકટ કરવાની આંતરગત તાકાત પડી છે.

Sun Never sets on British Empire' આ સુપ્રસિદ્ધ

ગુમાન-વાક્ય ભગતજીએ ક્યાંકથી સાંભળ્યું હશે, સાંભળ્યા ભેગું જ એને પકડ્યું ને કાન ઝાલી કાવ્યમાં નાખ્યું—

સૂરજ આંટા ફરે એવો ડુંગરો:
ઈ ડુંગરાને ડોલાવનારો—
મોભીડો મારો૦

આ ભાવને વિશેષ વિસ્તારથી સ્પષ્ટ કરવા જેવો હતો.

એ જ કલ્પના-ચમત્કૃતિનાં જૂનાં ને સૂનાં ખેતરોનાં ખેડાણ કરીને ભગતજીએ 'વાણિયો ખેડે વેર' વાળું ગાંધી જીવનનું ગીત ઊતાર્યું. એમાંથી હું કેટલીક પંક્તિઓ ટાંકું ને કેટલી પડતી મૂકું? એમાં વર્ણેલા ભાવોનું શિખર તો એના અંતભાગમાં છે.

અંગ વેરાવે ને શીશ ખંડાવે
લૂંટાવે ઘરબાર,
વીર વહેવારુ વાણિયો નૈ દે
નમતું એ તલભાર.

માતાજીની નોબત્યું વાગે છે
લીલાં લીલાં માથડાં માગે છે
સૂતાં સૌ માનવી જાગે છે.

ગાંધીજીની વણિક તરીકેની વ્યવહારદક્ષતા બતાવી : ઈતિહાસ-પાને ઉજ્જવળ નામો નોંધાવી ગયેલા એ વીરસેન, સગાળશા, જગડૂશા વગેરેના દાખલા દઈને કવિ ભાખે છે કે વાણિયો બીજાં બધાં બલિ-

દાનો દેશે, નહિ કબૂલે એક તલવાર પણ નમતું તોળવાનું; નહિ કબૂલે એ કોઈ માનહીણું સમાધાન.

એવી એવી લાક્ષણિકતાઓને પકડનારી કવિદૃષ્ટિ નક્કર ધરતી પર ઊભેલ છે. કવિતાના સર્જનને માટે અનુભવોની સામગ્રી, માહેતીઓના ભંડારો અને ઝીણી ઝીણી જીવનવિગતોની સમૃદ્ધિ અનિવાર્ય છે. એકલી ઊર્મિ–મૂડી પર કવિતાના કસબ ચાલી શકતા નથી. પ્રેરણા પ્રેરણા એવું જેને કહીએ છીએ તેની પાછળ તો પરસેવાની ધારો છૂટે તેવો કષ્ટપ્રદ ઉદ્યમનું જોર હોય છે. ચાતુરી, અનુભવ અને સંગ્રહશક્તિના ધણીને જ કલ્પનાનાં વરદાન સાંપડે છે.

એક ગીતમાં (હિંદમાતાનો લાડકડો વર) ભગતજીએ ગાંધીજીને ભારી જુક્તિથી અને કોડથી પરણાવ્યા છે! એ ગીત પણ એમને આપનારી છે હરિપુરાની ધરતી. જરાજર્જરિત રાષ્ટ્રમાતાને હાથેથી મહેનતની ઘંટી મૂકાવવા માટે દીકરાઓએ વહુ લઈ આવવી જોવે ના!

'માના દુઃખ ખાતર પરણીએ છીએ.' એવું બ્હાનું કાઢીને તોરણે ચડવા તૈયાર તો ઘણા ય ગગા થયા, પણ—

સુણી માંડવડાની જ્યાં સામગરી
લગનો લખિયા પછી ભાગી ગિયા

કેમકે એ લગ્નમાં તો—

એને પોંખણુ કાળ તણા ગણુ છે
એને માંડવડો તો મસાણુ છે
તલવાર તણાં એને તોરણુ છે

જનીવાસ તણા એ ઉનાગ તણી મહેમાનીમાં જેલ તણાં ઘર છે
લલકારે એના મહુ ગીતડીઆં, હિંદમાતનો લાડકો વર છે.

પોતાના શીશનુ શ્રીફળ હાથમા લઈને કેશરીયા કરી પાઘી ચોળીનો નરશા વર ગાંધી જ્યારે સ્વાધીનતાના માંડવડા ભણી પરણવા ચાલ્યો ત્યારે—

મારગે એવી દારૂની શેરી હતી
એમા આગ લગારેક જેરી હતી
ભેળી વાયુના કોપને લેરી હતી
વર ઠેક થયા, પણ ભાગી ગયા, નભમંડળમા એની ઝાળ ગઈ

તે વખતે એના સરગજ મનમોહન જ—

એક ઝાગનો થાળ ત્યા પીરસિયો
વિષ વાળો કુમાર એ ખાઈ ગિયો
પછી પેટડીઆમા પચાવી ગિયો

સુખકારી હતી, સુકુમારી હતી, હતી નામ સ્વતંત્રતા સુંદરી,
એને મોહિની મોહનની પ્રગટી, વરનાર હસી કંઠમાય ધરી

ભગતજીની કવિતા આ ગીતે નવા યુગના રંગોમા ઝબોળાતી થકી પ પોતાનુ ધન, સ્વાયેનુ કાવ્યતત્વ પાતળુ પડવા દેતી નથી. એના ગીતોનો શબ્દ-સમેળ વધુ ને વધુ જોરદાર, વધુ ને વધુ સંગીતમય, વધુ ને વધુ દ્રવતો બન્યો છે અન્યતત્વને ચમત્કૃતિથી વંચિત કરીને

જ હળવું બનાવી શકાય છે એ વાત જૂદી છે. લોકભોગ્ય અને લોકગમ્ય બનવાને માટે તો કવિતાએ ઊલટાનું સવિશેષ અર્થઘન, ચમત્કૃતિમય અને માર્મિક બનવું જોઇએ. તે વગર જનતા એ કવિતાને પેઢાનપેઢી સુધી કંઠોપકંઠ સાચવી શકશે નહિ. એ વાતની સાબિતી તમે આજે અવશેષ રહેલા પુરાતન લોકસાહિત્યમાં જોશો. ચાળણીમાં ચળાઈ ચળાઈ, ગળણામાં ગળાઈ ગળાઈ, મક્કમ રહ્યાં છે ફક્ત એ જ પદો ને મૌક્તિકો, જેમાં ઉત્કૃષ્ટ ચમત્કૃતિ-તત્ત્વ હતું.

ગાંધીજી, સમૂહતંત્ર ઇત્યાદિ વિષયો પાછળનું કાવ્યતત્વ પકડીને લોકકંઠે મૂકનાર ભગતજીએ આ બીજા ભાગમાં જુદા જુદા જે કેટલાય પ્રયોગો અજમાવેલ છે તે તેમના કવિત્વની પ્રવાહીતા બતાવે છે. જોગમાયાને, નવો નવરોજ, કેસલો વગેરે ઝૂલણા-ઢાળે ઢાળેલાં કાવ્યોમાં મરોડ ચાનણી ડીંગળી શૈલીનો લીધેલ છે. જેમ કે—

નાવ મધસાગરે આજ રજપૂતનું
  તોય રજપૂત હા લેર કરતો,
દેશ જેનો ગયો વેશ જેનો ગયો
  પણ હજી મૂછ પર હાથ ધરતો;
ખમીર ખૂટી ગયું જોર જાતું રહ્યું
  ફૂંક્યા વાતુ ચિયુ, ભાગ પીધી,
ઘેન એનાં ચડયાં, ભાન ભૂલી ગયો
  લક્ષ્મી પરદેશીએ લૂંટી લીધી.

એમ રાજપૂતને ફિટકારતી યુગદૃષ્ટિ ચાલુ રાખીને આ કવિ વચ્ચે વચ્ચે સાચી રાજપૂતીને જે નાદવૈભવશાળી પંક્તિથી બિરદાવી અતી-

તનાં મસાણોમાંથી એવી કરે છે, તે નાદવૈભવ તો નિહાળો ! —
નિહાળો નહિ સાંભળો ! —

> દેશ લૂંટાય જ્યાં ધાડ કાળી પડે
> ગડહડે દુશ્મનોનાં નગારાં
> સળગતાં ગામડાં ઘોર ધાડાં ચડે
> ઝડહડે નાળ મોઢે અંગારા
> વાત કરજો ધણી કોઇ હો તો ધણી
> પ્રજાના સૂરનો થાય ભેટો;
> કાળજાં ચેરતો સાદ જ્યાં સાંભળે
> કેમ બેસી રહે ક્ષત્રિ બેટો !

તાતી ખાંડાધારના ઝાટકા શી ઝીંકાતી નું નથી સુણાતી આ પન્તિ પર પંક્તિઓ ?

અને એના મેણાંની ઝડી પણ જોગમાયાના પુત્રને છાજતી છટાથી જ વરસે છે, કોઇ કોઇ મેણાં તો કલેજાં પાર કરી નીકળે તેવાં સાવ નવીન છે, પણ એ તો ચારણ–વાણીની પુરાતન નવીનતા છે.

> દેશ હાલ્યો રસાતાળ ઓ ક્ષત્રિયો
> માંસનો કાંક પરચો બતાવો,
> બાપ કહી કહી હજી પાય તમને પડે
> શરમ બાપુ તણી કાંક લાવો,
> છોરૂ સઘળા મર્યે બાપ કેના થશો ?
> બાપની કાંક ફરજું બજાવો.

વાણી અને વિચાર બન્ને કાળના કૌળાવમાં ઢળિયાં આવે છે. પણ એ વાણી ને એ વિચાર, એ મરોડ ને એ શબ્દ–વિક્રમ અંતઃક્ષોભના પાતાળફૂટ કૂંડમાંથી ઊડે છે તેટલું એ ચાયરો, ન વિસરી જજ્જો. રાજપૂત ઠાકોરોને, રાજા મહારાજા અને રાજરાણીઓને ફિટકાર અને બિરદાવળ એમ બેઉ પ્રકારે કવિતામાં લડાવતો આ ચારણુ 'નવો નવરોજ'ના કાવ્યમાં પોતાના અંતઃક્ષોભની વધુમાં વધુ તીવ્ર ક્ષણો અનુભવી રહેલ છે. સમૂહતંત્રની વિપત્તિ સામે રાષ્ટ્રશક્તિઓને આવી મરોડદાર કવિહાકલ એક્લી ને અટૂલી છે. ભગતજીએ રાજા મહારાજાઓને કલેજે એ કાવ્ય–ચાબખા રૂપરૂ જઇ જઇને ફટકાવેલ છે.

એ એક પ્રયોગ; બીજો પ્રયોગ ભગતજીએ ચિંતનપ્રધાન કાવ્યોને પણ સુદીર્ઘ છેદોમાં ઊતારવાનો કર્યો છે.

'કર્મે કરતાં રહે' એ કાવ્યમાં વિશ્વના જીવનદાયી તત્ત્વોની અવિરત કર્મલીનતાનું એમણે એક એવું કાવ્યમય દર્શન કરાવ્યું છે, કે આપણને પણ એ પંપાળીને જાણે ઉદ્યમમાં પ્રેરે છે :—એ આખું જ કાવ્ય નિર્મલ, સુલલિત અને મનોહર કલ્પનાઓથી ભરપૂર છે.

આભના થાંભલા રોજ ઊભા રહે
વાયુનો વીંઝણો રોજ હાલે
ઉદય ને અસ્તના દોરડા ઉપરે
નટ બની રોજ રવિરાજ મ્હાલે

આભના સ્થંભોની કલ્પના કરો, ત્યાં તો વાયુનો વિરાટ વાઝણો નજર સામે વિસ્તરી રહે છે. તેટલામાં તો નવીન જ કલ્પના, ઉદય અસ્તના દોરડા પર ચડેલા ઉદ્યમવંત નટવા સૂર્યની કલ્પના આપણા અહોભાવ ઉચ્ચરાવે છે. એ કલ્પના કરીએ છીએ ત્યાં જ આપણી સામે—

ખગોળનો નહિ, પ્રાચીન પૌર્વાત્ય ખગોળનો ન્યાય છે. જેટલે સર્વોપરિ સૌંદર્યભર્યું દૃશ્ય ખડું કરતી તો ઋતુઓની કલ્પના છે

ઋતુ ય સઘળી મળી ફેરફુદડી ફરે
કોઇ દિ' તે નહિ થાક એને,
કર્મ તેણે ગ્રહ્યું મગ ફરવા તણું
એકને ઘેર બીજી ન પેને.

બ્રહ્મબ્રહ્માંડોના જીવન-તત્ત્વને તાજું ને સ્ફૂર્તિમય રાખનાર આ અણુઅણુ-વ્યાપી વિરાટ ગતિશીલતાનું સ્તોત્ર ભગતજીની પાગલની કલ્પના ગણપતિનો વસંત-ફાલ દેખાડે છે. એનું સ્વરૂપ જ નર્તન-સ્વરૂપ છે એમાં આપણી સંસ્કૃતિના ઉરનાળની ગાયત્રિ-ઘોષણા છે. એમાં શબ્દનું સંગીત અને ભાવ લચકતી કલ્પના સમતુલાએ ઝૂલે છે.

એ કવિતાનો ભાવ-નિષ્કર્ષ તો આ છે કે—

ભારતી આરતી નાદ ઉચ્ચારતી,
(ત્યાં) ગાંધીને હોય આરામ ક્યાંથી?

આ ચિંતનપ્રધાન કવિતાની પડખોપડખ બીજો પ્રયોગ અન્યોક્તિઓ રચવાનો છે હંસ, લોહ, ગાગરી, દીવડો, માછલી, પાણા વગેરે જડ ચેતન તત્ત્વોમાંથી માનવ જીવનને માટે સુબોધક વિચારોથી ભરેલી મિમાંસા ખેંચવાની એ રીતિ ઠેઠ સંસ્કૃત વગેરે તમામ સાહિત્યમાં જૂની છે, ગુજરાતી કવિતામાં પણ તેનાં પાદચિહ્નો ઘણાં પડ્યાં છે. દલપતશાહી કવિતાનું એ એક મહામોલું ધન હતું. છોકરાંને એ દલપત-પદો ઝટ દઈને તેમ જ હોઠે ચડી જતાં. આપણે દલપત-પદોને ત્યજ્યાં, તેનું એક કારણ કદાચ હશે છે કે કવિતામાં એકનું ઠાવકાપાઠ ને એવી ડગમગની ખૂબી આપણે નથી માણી

શકતા. કૌતુકપ્રધાન ગ્રસમરત સાહિત્યની અમરમાં આવ્યા પછી આપણે ઉમિંગી, વાહગોર અને મીર 'નિવૃત્ત' હેતુ પ્રબળ સાહિત્ય માગીએ છીએ. ભગતજીના આ અન્યોક્તિ–ટુચકાઓ ઉમિંગે ગંઠાયા હોય નહી સ્ફૂર્તિદાયી સુબોધ–છડીઓ સમી આપણી સમીપ આવે છે. તેમા પણ તેમની ફાવટ કેવી આવી શકી છે તે બતાવતું 'હાથી' કાવ્ય વાંચીએ. કેવો વીર્યવંત, કેવો પ્રભાવશાળી, કેવો પ્રતાપી ગજરાજ હતો !

પશુ પંખી હતાં લપતાં છપતાં
સુણીને વનરાજ સંતાઈ જતા
એની હાકથી ડુંગરડા હલતા
એની મોટપ ઉપર એ વનમાં
બહુ દિવસ સૂર્ય હતો તપનો
એને છોરૂ હજારોનો સાથ હતો,
એ હજારેક નારીનો નાથ હતો.

આમા પ્રત્યેક પંક્તિનું ડોલન ગજરાજનાં પડતાં આવતાં પગલાંને પ્રત્યક્ષ કરે છે. કાનમા એના પદઘોષ પડઘાય છે. શબ્દોમાં તેમ જ સંગીતમા, ઉભયમા એવા પ્રભાવનો સમન્વય થયો છે. પછી એક દિન એવો કાજળના પહાડને પણ ઝાંખો પાડતો ગજરાજ એક તળાવના કાદવમા ખૂંતી ગયો. એની આર્ત ચીસોના શોર થયા. બહુ અકળાઈને છૂટવા માટે એણે કેટલી હદે બૂંદ વલખાં માર્યાં!—

સુણીને ભમતાં ભમતાં એ
તળાવને કાંઠે શ્વાનોએ પાવ ધર્યા
મરવા વખતે ગજરાજ ભૂક્યો,
એણે શ્વાનોને કાઢવા સાદ કર્યા!

મરવાને સમે એની મતિ કેવી અકળાઇ? એ પોતાની 'મોટપ'ને ભૂલી બેઠો. એને કાગનું કવિહૃદય જે ફિટકાર આપે છે, જે સ્વધર્મનું સ્મરણ કરાવે છે, તે તો જુઓ !—

તને કાઢશે ના કદિ શ્વાન ભલા,
ચુપ થા ચુપ થા પરલોક જતો,
તારી મોટપ 'કાગ' કે' સંગ લઈ
મરી જા ગજ તું હસતો હસતો !

ભલભલેરા માનવીની જીવનભરની મહત્તાના, મૃત્યુની ઓચીંતી ક્ષણે જે કંગાળ હાલ થાય છે તેનું આ ચિત્રાત્મક કાવ્ય દલપતશાહી કવિતાના ડહાપણ–તત્વને આતમ–વેદનાના રંગે ભીંજાવીને ઊર્મિમય વાણીની અલૌકિક ભૂમિકા પર ઊડાવી જાય છે. કવિઆત્મા વિનોદ કે ટીખળ શી રીતે કરી શકે? હાવકાઇ તે કઇ રીતે રાખી શકે? એવી તટસ્થતા કવિ નથી રાખી શકતો. એક વિભૂતિવંત આત્માના વિનાશની ઘડીએ એની માનસિક અધોગતિ વિભૂતિપૂજક કવિથી શે જોઇ કે સહી શકાય? મરનારની મનોગતિ કવિના અંતરમાં આંહી જે સંવેદન જન્માવે છે તે જ દલપતશાઇ કવિતા અને ઊર્મિરંગી કવિતા વચ્ચેની એક પાતળી સીમા–દોરી બતાવે છે.

આ કવિતા રચાયાનો પ્રસંગ ભગતજીએ મને કહેલો છે. આ પ્રસંગે એમના મન પર એટલો બધો તીવ્ર સંક્ષોભ જન્માવેલો કે એ શ્વાનોને સાદ કરતા ગજગજ રૂપી સુહૃદને પોતે પા જ કલાક પછી આ કવિતા ગ્યાને સંભળાવી હતી. ને આ કવિતાએ એ 'મરતા ગજગજ'ની મોટાઈને શ્વાનોને વધુ સાદ કરતી અટકાવી પણ દીધી હતી.

જ્યારે જ્યારે મળીએ ત્યારે હું તો એમના લોક–વાણીના

આ નવીન સર્જનમાંથી એ ચૂક્યા નથી માટે એ મારા વિશેષ અભિનંદનોની વસ્તુ છે. પ્રગતિ એટલે તેર કપાઇ જઇ પતંગના કાગળીયાનું ઊંચે ચડવું તે નહિ. પ્રગતિ એટલે તો રાત્રિની દિવસમાં ને દિવસની રાત્રિમાં વિલીન થવાની જે નિગૂઢ મુલાયમ ગતિ છે તે. પ્રગતિ એટલે આપણા જ્ઞાન-પ્રવાહનું એનાથી મહત્તર પ્રવાહોમાં મૂંગાં મૂંગાં મળી જવું તે છે. ભગતજીની કાવ્ય-વિદ્યા નવા કાવ્ય-નદોમાં એ જ મિસાલે વિલીન બનતી રહી છે, ને બનતી જ રહેજો.

કંઠસ્થ વાણીના ઉપાસી ચારણો પણ અમારા ચિંતનપ્રધાન કવિતાના ઉપાસક સાક્ષરોની પેઠે ગેયતાના તત્ત્વનો અણગમો સેવતા. કાવ્યની મર્યાદાના તેમના ખ્યાલો સાંકડા હતા. રાજદરબારોના બિરદાવણુહારા ઝુંપડાંનાં ગીતોથી ઘણે દૂર, ઘણે ઊંચે રહેતા. પૈંગળતંત્રી કવિતાનો તેમનો ખ્યાલ હસવા જેવો હતો. ભગતજીની પણ, શરૂ શરૂમાં તો ટીકાને ને હાંસીને પણ પાત્ર થએલી ગેય રચનાઓએ આ ભલા ભોળા, નિષ્કપટ ચારણ ભાઇઓને વેળાસર પ્રતીતિ કરાવી કે કવિતાનો પ્રાણ તો એની સરલતા ને સુંદરતા છે. કવિતાની ચોટ એની સકળ પ્રકારના લોકભાવોને ઝીલવાની શક્તિમા રહેલી છે. તેઓ ભગતજીની કૃતિઓ હવે તો હોંશે હોંશે ગાય છે, ને વિદ્યામણિ દેવીપુત્રો પણ વિના ઇર્ષ્યાએ દુલા ભગતને પોતાની આગળ ચલાવે છે.

મારો પ્રધાન હેતુ એક મિત્ર ચારણના કવિતા-પંથના આ મગદો દેખાડીને તેની એકલાની શ્લાઘા કરવાનો નથી. પણ એ તરફ આંગળી ચીંધાડીને બે વાતો બતાવવાનો છે. એક તો દેવીના તનુજો, આ દેખજો તમારી પોતાની જ 'બાની'ની કૂણી કૂણી, વાળો તેમ વળે તેવી અને પાછી સમશેરના ઘાવ સમી તાકાત. માટે તમારી વાગ્માગત વિદ્યાને કોઇ મણ સંજોગોમાં હીણી ન લેખતા.

ને બીજું બતાવવું છે મારે અમારા શિષ્યોને : કે અત્યારની પરેશાન હાલતમાં પણ વિદ્યાનો પરંપરાગત પુરાતન વારસો સાચવીને બેઠેલી આ જ્ઞાતિને સરસ્વતીપુત્રોની એક સંસ્થા સમજજો, એને વીંખાવા ન દેજો, એને બીજે ધંધે ન ચડાવજો, એનાં આત્મગૌરવનો તેજોવધ ન કરજો.

મેં સાંભળ્યું છે કે મુંબઈ સરકારે ગુજરાતની એક સંસ્થાને પુરાતન સાહિત્યના પુનરુદ્ધાર માટે મોટી રકમ અર્પી છે. અફસોસ કામ જ નથી કરતી, કે એનાં ભંડોળો આ ચારણ જ્ઞાતિના ઉદ્યમવંત વિદ્વાનોને સુકાર્યમાં રોકવામાં શા માટે અગ્રેસર નથી થતાં !

## રામ બનો મહારાજ

સંવત ૧૯૯૨ના શ્રાવણ માસમાં નેક નામદાર મહારાજ સાહેબ આગળ તેઓ નામદારની આજ્ઞાથી રામાયણની કથા મેં વાંચેલી. કથા સમાપ્ત થયા પછી ચારણની રીતે મારે કંઈક આશિર્વચન કહેવા જોઈએ.

એ વખતે આત્મામાં રામાયણના જ ભણકાર વાગી રહ્યા હતા એટલે "શ્રીરામ" અને "રામરાજ્ય" એ શબ્દો હૈયે આવ્યા.

•

### ભૈરવી

રામ બનો મહારાજ અબ તુમ
રામ બનો મહારાજ.

પાલન ક્ષત્રિ ધર્મ પુનિતકા, રાખ બઢાવન વંશ ચરિતકા,
યજ્ઞ સુધારન મુનિ કૌશિકકા, ગોહિલકા શિરતાજ—અબ૦

પાલન બચન સુજાન પિતાકા, દુષ્ટ નરનનોં દંડ ધરતાકા;
લાઈ ભરત સમ પ્યારિ પ્રજાકા, શરણિકા ગરીબ નવાજ—અબ૦

ચતુર ચિતારા ચિત્ત ચરિતકા, પંથ પુનિત પદ પુણ્ય પવિતકા,
સુગ્રીવ સમ સહાયક મિત્રનકા, વાલી અધમ કે કાજ—અબ૦

રાવન સમ સમ દુષ્ટ નરનકા, ઔર અસુર દલ કુંભકરનકા;
વિભિષણ સંગ અભય શરણનકા, ન્યાયકી આગર પાજ—અબ૦

"કૃષ્ન"નામ લાગહિ અતિ નીકા, શુભ અંકુર ગોહિલ કુલ ટીકા,
"કાગ" કહે હમને તુલસીકા, તારનહાર જહાજ—અબ૦

"ત્યારે કૃષ્ન ભુપાલ પ્રજાહિત કારણુ–દારૂને દેશનિકાલ કર્યો"



ના મહારાજા કૃષ્ણકુમારસિંહજી

"રામ બનો મહારાજ"

# ભાવનગર.

| ગાદીપતિ, રાજ્ય વર્ષ તથા રાજધાની. | જાણવા લાયક હકિકત. | ભાયાત. |
| --- | --- | --- |
| ૧ સેજકજી ઇ. સ. ૧૨૫૦–૧૨૯૦ સેજકપુર | મારવાડ પ્રદેશમાં લૂણી નદીને કિનારે ખેરગઢ છે. ત્યાંથી ગોહિલ સેજકજી ઇ. સ. ૧૨૫૦માં સૌરાષ્ટ્રમાં આવ્યા. તેમણે સેજકપુર વસાવ્યું. સેજકજીનાં કુંવરી વાલમકુંવરબાને જુનાગઢના રા'ખેંગાર સાથે પરણાવ્યાં હતાં. બીજાં કુંવરીને મૂળીના પરમાર સામંતસિંહજી સાથે પરણાવ્યાં હતાં. | ... જોધાજી — હુદાજી — હનુજી<br>ગામ જમરાળા ગામ તુરખા ગામ બગડ<br>માનસિંહજી — દેપાળજી<br>ગામ ટાટમ ગામ પાળીયાદ<br>વીસાજી<br>( ખરીયાના વડા )<br>ગામ ખસ |
| ૨ રાણજી ૧૨૯૦–૧૩૦૯ રાણપુર | રાણજીએ રાણપુર વસાવ્યું. રાણપુરમાં ગાદી સ્થાપી. દિલ્હીના અલાઉદ્દીન ખીલજીની ફોજ સામે લડતાં ઇ. સ. ૧૩૦૯માં મરાણા. વળાના રાજા ત્રીજા એભલવાળાએ અજાહત્યા કરી હતી એટલે રાણજીએ તેને મારી વળા જીતી લીધું હતું. | ... સારંગજી — શાહજી<br>લાઠી પાલીતાણા |

| | | | |
|---|---|---|---|
| | | દિલ્હી તખ્ત અલાઉદ્દીન ખિલજી ઈ. સ. ૧૨૯૫-૧૩૧૫. | |
| ૩ | મોખડાજી<br>૧૩૦૯-૧૩૪૭<br>ઘોઘા<br>અને<br>પીરમ | મોખડાજીએ ઉમરાળા, ભીમડાદ, ખોખરા, ઘોઘા જીતી લઈને પીરમબેટમાં વાસ કર્યો. ખરકડી બાલનશા પીર તેમના પર પ્રસન્ન થયા હતા. મહમદ તઘલખના લશ્કર સામેની લડાઈમાં માથું પડયા પછી મોખડાજીનું ધડ બહાદુરીથી લડયું હતું. સમુદ્ર પર લડાઈ કરનાર આ પ્રથમ ગોહિલ રાજા હતા.<br>દિલ્હી તખ્ત મહમદ તઘલખ ઈ. સ. ૧૩૨૫-૧૩૫૦. | |
| ૪ | ડુંગરજી<br>૧૩૪૭-૧૩૭૦<br>ઘોઘા | ડુંગરજી ઉર્ફે સરવૈયામાં હાથસણી ગામ છે ત્યાં ગયા હતા. બાદશાહી ફોજ ગયા પછી પોતાના પિતા મોખડાજીએ જીતેલ મુલક પાછો હાથ કર્યો. | ... સમરસિંહજી : સમરસિંહજી પોતાના (રાજપીપળા) મોસાળ રાજપીપળા (નાંદોદ) ગયા. ત્યાંની ગાદી તેમને મળી. સમરસિંહજીએ અર્જુનસિંહજી નામ ધારણ કર્યું. |

| | | | |
|---|---|---|---|
| ૫ | વીજોજી<br>૧૩૭૦-૧૩૯૫<br>ઘોઘા | વીજાજીનું મોસાળ હાથસણી ગામના સરવૈયા રાજપૂતોમાં હતું. | |
| ૬ | કાનોજી<br>૧૩૯૫-૧૪૨૦<br>ઘોઘા | ઠાકોર કાનાજીનાં બ્હેન ચાંપાનેરના પતાઇ રાઓળ (જયસિંહદેવ) સાથે પરણાવ્યાં હતાં. કાનાજીનું મોસાળ મૂળીના પરમાર રાજપૂતોમાં હતું. | ... રામજી — રૂડાજી<br>રામજી અને રૂડાજીના વંશજો ઘોઘારી ગોહિલ કહેવાય છે. રામજીને તેમના ભત્રીજા સારંગજીએ જખરલા, બડેલી, અગિયાળી અને મોણપુર તપ્પાનાં બત્રીશ ગામો આપ્યાં હતાં. |
| ૭ | સારંગજી<br>૧૪૨૦-૧૪૪૫<br>ઘોઘા અને ઉમરાળા | સારંગજીના કાકા રામજીએ રાજ્ય વહીવટ હાથ કર્યો હતો. રામજીએ સારંગજીને અહમદાવાદના બાદશાહ અહમદશાહના લશ્કરમાં સોંપ્યા હતા. ત્યાંથી સારંગજી ચાંપાનેર-કાળીયાકના કુંભાર ભોજા તથા મહંત પ્રતાપગિરના પ્રયત્નથી પાછા આવ્યા. પોતાના ફુવા પતાઇરાઓળ જયસિંહદેવની મદદ મળી. ( ત્યારથી રાઓળ કહેવાયા. ) લાઠીના છજીબાવા તથા ગારી- | ... જેમલજી ૮ |

| | | |
|---|---|---|
| | આધાર (પાલીતાણા) ના નોંઘણજીની મદદ લઇને ગાદી મેળવી કાકા રામજીને ૩૨ ગામ આપ્યાં. | |
| ૮ શવદાસજી ૧૪૪૫–૧૪૭૦ ઉમરાળા | શવદાસજીનુ મોસાળ હાથસણી ગામના સરવૈયા રજપૂતોમા હતું. | |
| ૯ જેતાજી ૧૪૭૦–૧૫૦૦ ઉમરાળા | જેતાજીનુ મોસાળ ભાદરોડ ગામના વાળા રજપૂતોમા હતુ. | |
| ૧૦ રામદાસજી ૧૫૦૦–૧૫૩૫ ઉમરાળા | રામદાસજી કાશીની યાત્રા કરવા ગયા ... હતા. મેવાડમા પરણ્યા હતા. ચિત્તોડપર માળવાના મહમદ ખિલજીએ ચઢાઇ કરી તે લડાઇમા મરાણા. | ગંગદાસજી ગામ ચમારડી |
| | મોગલ બાદશાહ બાબર ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ | સરતાનજી<br>૧૫૩૫–૧૫૭૦<br>ઉમરાળા | રામદાસજી પોતાની પાઘડીમા શાલિગ્રામની મૂર્તિ રાખતા હતા. રામદાસજી લડાઇમાં મરાયા એટલે તે મૂર્તિને લેવા માટે સારંગજીએ શિહોરના દવેને ચિત્તોડ મોકલ્યા હતા.<br><br>મોગલ બાદશાહ હુમાયુ ઇ. સ. ૧૫૩૦–૧૫૫૬ | ... શાર્દુલજી<br>ગામ અધેવાડા | — ભીમજી<br>ગામ ટાણા |
| ૧૨ | વીસાજી<br>૧૫૭૦–૧૬૦૦<br>ઉમરાળા અને શિહોર | વીસાજીએ શિહોર લીધું. ગઢ બંધાવ્યો. જાની અને રાણા બ્રાહ્મણો વચ્ચે શિહોરમાં તકરાર થઈ હતી. વીસાજીએ શિહોરમાં ગાદી સ્થાપી. રાજકવિ પિંગળશીભાઇ નરેલાના વડવા ગઢવી ભાયાભાઇ નરેલાને આશ્રય આપ્યો.<br><br>મોગલ બાદશાહ અકબર ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫ | ... દેવાજી<br>ગામ પછેગામ<br><br>.... વીરાજી<br>ગામ અવાણીયા<br><br>... મોકાજી<br>ગામ નવાણીયા | દેવાજીના વંશજો દેવાણી ગોહિલ કહેવાયા.<br><br>વીરાજીના પુત્ર વાજાજીના વંશજો વાજાણી ગોહિલ કહેવાયા. |

| | | |
|---|---|---|
| ૧૩ ધૂનાજી<br>૧૫૦૦–૧૬૧૯<br>શિહોર | ધૂનાજીએ નોંધણજી ( ગારીયાધાર-પાલીતાણા ) ને લોમા ખુમાણ સામે મદદ કરી હતી વળા પાસે ચેળાવદર ગામ છે ત્યાં લડાઈમાં ધૂનાજી મરણ પામ્યા. તેમનાં રાણી સતી થયાં.<br>**મોગલ બાદશાહ જહાંગીર ઇ. સ. ૧૬૦૫–૧૬૨૭** | ... ભીમજી — કરશીયાજી<br>ગામ હળીયાદ ગામ ભડલી |
| ૧૪ રતનસિંહજી<br>પહેલા<br>૧૬૧૯–૧૬૨૦<br>શિહોર | ખુમાણ, ખમીયા અને સરવૈયાઓએ કનાડ પર હુમલો કર્યો હતો રતનસિંહજીએ તેમની સામે જીત મેળવી પણ લડતાં લડતા માડવી ગામે મરાયા. | |
| ૧૫ હરભમજી<br>૧૬૨૦–૧૬૨૨<br>શિહોર | હરભમજીનાં કુંવરી લીલાજીબા કચ્છના મહારાવ શ્રી ભારમલજીને પરણાવ્યા હતા. | ...ગોવિંદજી: ગોવિંદજીના વંશજો ગોવિંદાણી ગોહિલ કહેવાયા.<br>ગોવિંદજીના બે પુત્રો છત્રસાલજી અને **હમીરજી**. છત્રસાલજીને ભંડારીયા તપ્પાનાં ગામ ગિરાસમાં મળ્યાં હતાં. હમીરજીએ કુકડ છતી દિહોર વસાવ્યું.<br>...**સારંગજી** |

| | | |
|---|---|---|
| ૧૬ અખેરાજજી<br>પહેલા<br>૧૬૩૬-૧૬૬૦<br>શિહોર | અખેરાજજી નાનપણમાં પોતાની માતુશ્રી અનાજીના સાથે પોતાના મોસાળ ભુજ (કચ્છ)મા રહ્યા હતા. અખેરાજજીના કાકા ગોવિંદજી રાજ્ય ચલાવતા. પાલીતાણાના નોઘણજીને ગારીઆધાર પાછું મેળવવામા ઘણી મદદ કરી. અખેરાજજીએ ગોઘા બંદરમા ચોથ લેવાનો હક્ક મુસલમાની રિયાસત પાસેથી પ્રાપ્ત કર્યો હતો.<br>મોગલ બાદશાહ શાહજહાન ઈ. સ. ૧૬૨૭-૧૬૫૮. | |
| ૧૭ રતનસિંહજી<br>બીજા<br>૧૬૬૦-૧૭૦૩<br>શિહોર | રતનસિંહજીના રાજ્યનો સમય સુખ શાંતિમય હતો. નાગાણાના વાળા રાજપૂતની કુંવરીને રતનસિંહજી પરણ્યા હતા. તેમના કુંવર પ્રતાપી ભાવસિંહજી થયા.<br>મોગલ બાદશાહ ઔરંગઝેબ ઇ.સ ૧૬૫૮-૧૭૦૭. | ... હરભમજી : ગામ વરતેજ<br>... વિજયસિંહજી : ગામ ઘોરડી<br>... સરતાનજી : ગામ મગલાણા |

**૧૮ ભાવસિંહજી**
પહેલા
ભાવનગર વસાવ્યું
ઇ. સ. ૧૭૨૩

૧૭૦૩–૧૭૬૪

**શિહોર અને**

**ભાવનગર**

ભાવસિંહજીનો જન્મ ઈ. સ. ૧૬૮૩, સંવત ૧૭૪૦ આસોસુદી ૨ સોમવારે શિહોરમાં દિવસ ઘડી ૨ ચડતાં થયો હતો. રાજ્યાભિષેક:– ઇ. સ ૧૭૦૩માં સંવત ૧૭૬૦ ચૈત્રસુદી ૨ શુક્રવાર. કંથાજી પીલાજી સાથેની લડાઇમાં જીત્યા, ઇ. સ. ૧૭૨૨–૨૩. ભાવસિંહજીએ ઘણી જીતો કરી રાજ્ય વિશાળ કર્યું. બંદરનો વેપાર ખીલવ્યો. દીર્ઘદૃષ્ટિવાળા રાજા હતા. હરિશંકરનું વ્રત બાંધ્યું. પ્રથમ દરબારગઢ ભાવનગરમાં બંધાવ્યો. ૮૧ વર્ષની વયે દેવ થયા.

મોગલ બાદશાહ બહાદુરશાહ (પહેલો) ઈ. સ. ૧૭૦૭–૧૭૧૨.

૧૯ અખેરાજજી બીજા

૧૭૬૪–૧૭૭૨

ભાવનગર

અખેરાજજીનો જન્મ સંવત ૧૭૭૫માં કારતક સુદ ૧૪ શનિવારે (ઇ. સ. ૧૭૧૯) રાત્રિ ત્રણ પહોર જતાં થયો હતો. ઇ. સ. ૧૭૬૪મા રાજ્યાભિષેક થયો. સંવત ૧૮૨૦ મા મહુવામા ખરેડીયા સિપાહી ઉપર ખારીયાઓએ હુમલો કર્યો હતો. તેઓને કબજે કર્યા. ઘોઘામાંથી મોમીનખાનને કાઢવામા પેશ્વાને અખેરાજજીએ મદદ કરી હતી, તેથી ખડગી તથા જકાતમા ભાવનગર રાજ્યને સારો લાભ થયો. તળાજાના ચારીઆ કોળીઓને વશ કરવામાં અખેરાજજીએ બ્રિટિશ લશ્કરને સારી મદદ કરી. અખેરાજજી અને બ્રિટિશ સરકાર વચ્ચે સારી મિત્રાચારી જામી હતી. અખેરાજજીનું મોસાળ તળાજામાં ઠાકના વાળા રાજપૂતોમાં હતું. બ્રિટીશ રેસીડેન્ટ વડોદરા રહેતા તેની મિત્રતિથી

વીસાજી વંશ

- નથુભાઇ
  - મયાભાઇ
    - હરભમજી
      - કલ્યાણસિંહજી૦
      - દોલતસિંહજી૦
    - પથાભાઇ ઉર્ફે પ્રથીરાજજી
      - મેઘરાજજી
        - વખતસિંહજી
          - ગભિરસિંહજી
            - પ્રવીણચંદ્રસિંહજી
            - વિક્રમસિંહજી
          - મંગળસિંહજી
            - કનકસિંહજી
            - જશવંતસિંહજી
        - અખેરાજજી
          - પ્રતાપસિંહજી ગામ દરેડ
          - રણજીતસિંહજી૦ ગામ મેવાણુ
    - અદાભાઇ ગામ કાનપુર
- કાયાભાઇ ગામ પાટીપીપળી
- જેઠીભાઇ ગામ રતનપર

| | | |
|---|---|---|
| | અખેરાજજીએ રઘુનાથરાવ પેશ્વાને આશ્રય આપ્યો હતો અને પોતાના એક વહાણમાં તેને મુંબઈ પહોંચાડવા બંદોબસ્ત કર્યો હતો. | ... ગોપાળજી : ગામ રામપર<br>... રામદાસજી : ગામ હળીયાદ<br>... મોડજી : ગામ રતનપર |
| ૨૦ વખતસિંહજી (આતાભાઈ)<br>૧૭૭૨–૧૮૧૬<br>ભાવનગર | વખતસિંહજીનો જન્મ સંવત ૧૮૦૫માં ફાગણ સુદ ૭ સોમવાર રાત્રિ ૨ પહોર જતાં શિહોરમાં થયો. રાજ્યાભિષેક ઈ. સ. ૧૭૭૨ સંવત ૧૮૨૮ આસો સુદ ૬ શુક્રવાર. શ્રી. ચારણ દેવી ખોડીયાર માતાજીની વખતસિંહજીને ઘણી ઉપાસના હતી. લડાઈના વખતમાં માતાજી કાળીદેવના રૂપથી ભાલે બેસતાં જીત થતી. બાહુબળથી ઘણો પ્રદેશ મેળવ્યો. બહુ શરીર હતા. મોસાળ કામળોલના સરવૈયામાં હતુ. ઈ. સ. ૧૭૮૦માં ઠાકોર વખતસિંહજીએ નૂરદીનને મારી તળાજા લીધું. ઈ. સ. ૧૭૮૪માં મહુવા લીધું. ૭ દિવસ લડાઈ ચાલી. તોપના | |

ભાગથી ગઢ પાડ્યો. જુલ્મીઓને વશ કરવા બાબત બ્રિટિશ સરકારે મુબારકબાદી આપી હતી. ઈ. સ. ૧૭૯૦માં કુંડલા લીધું. ઈ. સ. ૧૭૯૩મા ચીત્તળ ઉપર ચઢાઈ કરી. લશ્કરમાં લાઠી, વળા, દેવાણી, ગોવિંદાણી વગેરે તથા ગોવાળીઓ અને નરેલા ધૂપલ હતા. ચીતળ લીધું. ઈ. સ. ૧૭૯૫માં શિવરામ ગાર્દી સાથે લડાઈ થતાં જીત મેળવી. ઈ. સ. ૧૭૯૬માં જુનાગઢ નવાબ તથા કાઠીઓ સાથે લડાઇ થઇ અને દસા મુકામે કરાર કર્યો. ઇ. સ. ૧૭૯૭માં ભાવનગરના બહારવટીઆઓને આશ્રય ન આપવાની શરતે કુંપાવાળાને ચીત્તળ પાછું આપ્યું. વખતસિંહજીનાં કુંવરી અજુબા ગોંડળ કુંભાજીના કુંવર મુળજીજી સાથે પરણાવ્યાં હતાં. ઈ. સ. ૧૮૧૨માં વડોદરા ગાયકવાડ સરકાર આણંદરાવની મુલાકાત લીધી. વખતસિંહજીના મુખ્ય કારભારી હરખજી મહેતા હતા. રાજ્ય કાર્યમાં અને

યુદ્ધકળામાં ઘણા પ્રવીણ હતા તેમ જ કવિ પણ હતા. તેઓ ઉત્તમ કવિતા બનાવતા હતા. ચીત્તળની ચઢાઇ વખતે સાથે રહી કિંમતી સેવા બજાવી હતી.

| | | |
|---|---|---|
| ૧ વિજયસિંહજી<br>૧૮૧૬-૧૮૫૨<br>ભાવનગર | વિજયસિંહજીનો જન્મ સંવત ૧૮૩૬ શ્રાવણ વદ ૮ બુધવાર રાત્રિ ઘડી ૯ જતા (ઈ.સ. ૧૭૮૦). રાજ્યાભિષેક ઈ. સ. ૧૮૧૬. મોસાળ તળાજામા ઢાંકના વાળા રાજપૂતોમાં હતું. તેમના વખતમાં બહારવટીઆઓનું બહુ જોર હતું. તેઓને વશ કરી જીતેલો મુલક સાચવી રાખ્યો હતો. ગગા ઓઝાને દિવાનપદ આપ્યું. ઈ. સ. ૧૮૨૫ના દુષ્કાળમાં પોતાનાં અગિઆર વહાણોમા અનાજ મ ગાવી ગરીબોને ખુબ અનાજ આપ્યું ઈ. સ. ૧૮૨૯ માં કુંવરી બાઇ-રાજબા જામનગરના જામ રણમલજી સાથે પરણાવ્યાં હતાં. વિજયસિંહજીના | ... ભાપજીરાજ : ગામ તરસગ<br>... રાયસિંહજી . ગામ ભાલવાવ |

વખત સુધી ભાવનગરમાં નાંખાના પૈસા પાડવાની ટંકશાળ હતી જોગીદાસ ખુમાણનુ મહારવટું પાર પાડ્યુ. આ સમયમા ગઢડામા સહજાનંદ સ્વામીએ સ્વામી નારાયણનુ મંદિર બનાવ્યુ.

૨૨ ભાવસિંહજી બીજા (૧૮૫૨થી ૧૮૭૦) ... ભાવસિંહજીનો જન્મ ઈ. સ. ૧૭૯૫ સંવત ૧૮૫૧મા શ્રાવણ સુદ ૨ સોમવારે રાત્રિ ઘડી ૭ જતા થયો હતો. ... કેશરીસિંહજી

ભાવસિંહજીનું મોસાળ સુદાના ઝાલા રાજપૂતોમાં હતુ. ... નારસિંહજી ગામ બીમડાદ, સુરકા તથા ઝીંઝાવદર

ભાવસિંહજી નાની અવસ્થામાં હોઠાર વિજયસિંહજીની હયાતીમાં દેવલોક પામ્યા હતા.

- નારસિંહજી
  - ભૂપતસિંહજી
    - રણજીતસિંહજી
      - સાબુભા
  - રાયસિંહજી
    - ઉમેદસિંહજી
    - માનસિંહજી

ઇ. સ. ૧૮૫૪-૫૫માં શિહોરનાં જંગલમાં છેલ્લો સિંહ મારવામાં આવ્યો ત્યાં સુધી તે સ્થળે સિંહ રહેતા હતા.

... અખેરાજજી ગામ લાખણકા, ટાટમ તથા સાળંગપુર

- દીપસિંહજી
  - દાનસિંહજી
    - દિલાવરસિંહજી
  - હેમતસિંહજી
    - માધવસિંહજી ૦
- મોતીભાઇ
  - જેમિંહજી
    - કેસરીસિંહ
    - રતનસિંહ
    - રઘુવીરસિંહ
    - હરિચંદ્રસિંહ
  - અનેસિંહજી
    - ગંભીરસિંહ
    - માધવસિંહ
  - જેરીભાઈ
    - બહાદુરસિંહ
    - કિરીટસિંહ
  - શેરસિંહજી ૦
- રામસિંહજી
  - સુરસિંહજી
  - બાલુભા
  - દાદભા

| | | |
|---|---|---|
| ૨૩ અખેરાજજી ત્રીજા (દાજીરાજ)<br><br>અખેરાજજી અપુત્ર ગુજરી જતાં તેમના નાના ભાઈ જસવતસિંહજી ગાદીએ આવ્યા.<br><br>૧૮૫૨–૧૮૫૪<br><br>**ભાવનગર.** | અખેરાજજીનો જન્મ ઈ. સ. ૧૮૧૭ સંવત ૧૮૭૩ના જેઠ સુદ ૪ શુક્રવારે રાત્રી ઘડી ૯ જતાં ભાવનગરમાં થયો હતો. તખ્ત નશીન ઈ. સ. ૧૮૫૨ સંવત ૧૯૦૮ માં કાર્તિક સુદ ૬ સોમવારે થયા. મોસાળ ગાંફના ચુડાસમા રાજપૂતમાં હતું. શિહોરમાં સુરકાનો દરવાજો નવો બંધાવ્યો. ભાવનગરમાં રૂવાપરીનો દરવાજો હાથી અંબાડી સહીત ચાલે તેવો બંધાવ્યો. અખેરાજજીનાં કુંવરી બાકુંવરબા જામનગર જામ વિભાજી સાથે પરણાવ્યાં હતા. અખેરાજજી અપુત્ર ગુજરી જતાં તેમના નાના ભાઈ જસવંતસિંહજી ભાવનગરની ગાદીએ આવ્યા. | ... જસવતસિંહજી |

...રૂપસિંહજી–વરલ, અગી· દેવીસિંહજી–
 આખી, થોરાળી — રામપરી
- હરિસિંહજી
  - સુરવીરસિંહજી
    - ગંભીરસિંહજી
      - રામસિંહજી
      - મહાવીરસિંહજી
  - અજીતસિંહજી
    - જોરાવરસિંહજી
    - ખોડીઆર કુમાર
    - વખતસિંહજી
    - પૃથીરાજજી
- જેઠીસિંહજી દેવળીયા વાળા
  - જેસિંહજી ○
  - રામસિંહજી
    - પ્રતાપસિંહજી
      - વિરેન્દ્રસિંહજી
      - મહેન્દ્રસિંહજી
      - જયદેવસિંહ
      - ધર્મેન્દ્રસિંહ

**૨૪ જસવંતસિંહજી મહારાજા.**

ઈ.સ. ૧૮૬૭ K.C.S.I. કાઠીઆવાડમાં પ્રથમ ચાંદ ધારણ કરનાર

૧૮૫૪–૧૮૭૦

ભાવનગર

જસવંતસિંહજીનો જન્મ ઈ. સ. ૧૮૨૮ માં થયો; સંવત ૧૮૮૪ મહા વદ ૧૨ મંગળવાર રાત્રીના ૮ અજે. રાજ્યભિષેક ઈ. સ. ૧૮૫૪માં થયો. મોસાળ ભડીઆદના ચુડાસમા રજપૂતોમાં હતું. તેમના વખતમાં ૧૧૬ ગામો માટે દિવાની ફોજદારીની તકરાર સરકારમાં ચાલતી તેનો ફેંસલો થયો. બધી હકુમત સાથે ગામો ભાવનગરને સોંપાયાં. ઈ. સ. ૧૮૬૬. કાશીની યાત્રા કરી પશોનાથજીનું દહેરૂં બંધાવ્યું. રાજા ધર્મિષ્ઠ હતા. મોતીબાગ મહેલ બંધાવ્યો. રાણા ઓઝાને તુરખા ગામ ઇનામમાં આપ્યું. ૧૮૫૭માં બળવા વખતે નામદાર બ્રિટિશ સરકારને સારી મદદ કરી. સરકારી ફોજ મુંબઇથી ઘોઘા બંદર ઊતરી ત્યારે અમદાવાદ પહોંચવા બધી જાતની સગવડતા કરી આપી. ઈ. સ. ૧૮૬૭મા દરબારી ગેઝેટ શરૂ કર્યું. વસુલાત ખાતામાં સુધારો કર્યો.

| | | |
|---|---|---|
| ૨૫ તખ્તસિંહજી મહારાજા<br><br>ઈ.સ. ૧૮૮૧ K. C. S. I.<br>ઈ સ. ૧૮૮૬ G. C S. I.<br>ઈ.સ. ૧૮૯૩ L. L. D<br><br>૧૮૭૦-૯૬<br><br>ભાવનગર | મહારાજા તખ્તસિંહજીનો જન્મ ઈ. સ ૧૮૫૮માં જાન્યુઆરી તા. ૧૬ી બુધવારે થયો, સંવત ૧૯૧૪ પોષ વદ ૭ બુધવાર રાજ્યાભિષેક ઈ. સ. ૧૮૭૮ એપ્રીલ. તખ્તસિંહજીનું મોસાળ ગોંડળ ભાયાત રાજપરના જાડેજા રાજપૂતોમાં હતું. ઈ. સ. ૧૮૯૩માં મહારાણી વિક્ટોરિઆના આમંત્રણથી ઇંગ્લાંડ પધાર્યા હતા. ગોંડળવાળા મહારાણી માજીરાજબાની યાદગિરીમાં શિલ્પકળાના આરસનું દહેરું ગંગા મન્દિર બંધાવ્યું. ઘણાં દેવ મંદિરોએ રૂપાનાં કમાડ ચડાવ્યાં. ઘણા રૂપિઆ ખર્ચીને લોકોપયોગી કામો કર્યાં મહારાજા તખ્તસિંહજીનાં કુંવરી રામબાના લગ્ન પોરબંદરના મહારાણા ભાવસિંહજી સાથે થયાં. (રામબાના કુંવર નટવરસિંહજી પોરબંદરની ગાદીએ બિરાજે છે) શામળદાસ તથા તેમના પુત્ર વિઠ્ઠલદાસ દિવાનપદે હતા. ગામ જસલાણપુર .... | જુવાનસિંહજી<br><br>જન્મ ઈ. સ. ૧૮૬૨ |

મહારાજા તખ્તસિંહજીએ શામળદાસને ઇનામમાં આપ્યું. ઇ. સ. ૧૮૭૫માં હિંદનો પ્રવાસ કર્યો. ઇ. સ. ૧૮૭૭માં દિલ્હી દરબાર વખતે પધાર્યા ત્યારે અગિઆર તોપનું માન હતું તે વધારીને પંદર તોપનું માન પ્રાપ્ત કર્યું. નામદાર વાયસરોય તરફથી બાદશાહી વાવટો મળ્યો. એક લાખ ચૌદ હજાર રૂપિયા આપી રાજકોટ રાજકુમાર કૉલેજની નવી વિંગ બંધાવી આપી. રૂપિયા પચાસ હજાર રાજકોટ રાજકુમાર કૉલેજમાં એન્ડાઉમેન્ટ ફંડમાં આપ્યા. આજી નદી ઉપર પૂલ બંધાવી આપ્યો. ઇ. સ. ૧૮૮૦માં નામદાર ગવર્નર ફર્ગ્યુસનના હાથથી ભાવનગર વઢવાણ રેલ્વે ખુલ્લી મૂકી. ઇ. સ. ૧૮૮૧માં લંડન નોર્થ બ્રુક ફંડમાં એક લાખ રૂપિયા આપ્યા. નામદાર પ્રીન્સ ઑફ વેલ્સ સાહેબે સંસ્થા ખુલ્લી મૂકતી વખતે જાહેરમાં મહારાજાનો ઉપકાર

માન્યો ઈ સ ૧૮૮૨મા બાર્ટન લાયબ્રેરી બનાવી ઈ. સ ૧૮૮૫માં જીવાનસિંહજી દવાખાનું બનાવ્યુ તથા શામળદાસ કૉલેજ નામદાર ગવર્નર લૉર્ડ સાહેબના હાથથી ખુલ્લી મૂકી ઈ સ ૧૮૯૦માં પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર ભાવનગર પધાર્યા ત્યારે વિક્ટર બંદર તેમના હાથથી ખુલ્લુ મૂક્યુ. ઈ સ ૧૮૯૨મા તખ્તસિંહજી હોસ્પીટલ લૉર્ડ હેરીસના હાથથી ખુલ્લું મૂક્યુ. હાઇ સ્કુલ, હાઇકોર્ટ, ગારિશકર લેઇક, ઇમ્પીરી અલ લાન્સર્સ, પેલેસ, કોઠાર, અને ચાવડી-કાની પાર ઉપર તખ્તેશ્વર મહાદેવનુ આર સનુ દહેરૂ (સોનાના થાળા, નાગ તથા રૂપાના કમાડ સાથે) બનાવ્યા રેવન્યુ ખાતાથી જ્યુડીસ્યલખાતુ જુદૂ પાડયું

૨૫ **ભાવસિંહજી**
ત્રીજા
મહારાજા
K. C. S. I.

૧૮૯૬–૧૯૧૯

**ભાવનગર**

મહારાજા ભાવસિંહજીનો જન્મ ઇ. સ. ૧૮૭૫ ના એપ્રીલમાં સંવત ૧૯૩૧ ચૈત્ર વદ ૫ રવિવારે થયો. મહારાજા ભાવસિંહજીનું મોસાળ ગોંડળ મહારાજા ને ત્યાં. આ મહારાજાએ ભાવનગર રાજ્યમાં પીવાનો દારૂ તદન બંધ કર્યો. ખોડીઆર માતાનું મંદિર આરસથી બંધાવ્યું તથા ત્યાં દવાખાનું બંધાવ્યું. ઇ. સ. ૧૯૧૪ માં વિશ્વયુદ્ધમાં બ્રિટિશ સરકારને લશ્કર વગેરેની સારી મદદ કરી. ભાવનગર દરબાર બેન્ક ઇ. સ. ૧૯૦૨ મા ખોલી. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબને દિવાનપદ આપ્યું. મહારાજા ભાવસિંહજીનાં કુંવરી મનહરબાનાં લગ્ન પન્ના મહારાજા યાદવેન્દ્રસિંહજી સાથે થયાં. (તેમના પાટવી કુમાર નરેન્દ્રસિંહજી તથા પુષ્પેન્દ્રસિંહજી ભાવનગરના ભાણેજ છે.) મહારાજા ભાવસિંહજીનાં મહારાણી શ્રી નંદકુંવરબાને નામદાર બ્રિટિશ સરકાર તરફથી

....**ભગવતસિંહજી** — **મંગળસિંહજી**

ભગવતસિંહજી: જન્મ ઇ. સ. ૧૮૭૮ ઑક્ટોબર માસમાં

મંગળસિંહજી: જન્મ ઇ. સ. ૧૮૮૧ જુન તા. ૩

મંગળસિંહજી
- વિજયસિંહજી
  - ચંદ્રજીતસિંહજી
  - ત્રિભુવનસિંહજી
  - સુરેન્દ્રસિંહજી

ઈ. સ. ૧૯૧૧ માં C. I. E નો ઇલ્કાબ મળ્યો હતો. અને કૈસરે હિન્દ માન મળ્યુ હતુ આ મહારાણી સાહેબે રાજપૂત રાજ કુંવરીઓ માટે શ્રી નંદકુંવરબા ઝનાના બોર્ડીંગ સ્થાપી અને અનાથાશ્રમ બનાવ્યું. ઈ. સ ૧૯૦૦ માં મહારાજા ભાવસિંહજીએ દુષ્કાળમા પ્રજાને ખૂબ મદદ કરી. ભાવનગરથી પાલીતાણા અને બોટાદથી જસદણ રેલ્વે બાંધી નામદાર સરકાર તરફથી ૧૫ તોપનુ માન તથા મહારાજાનો ઇલ્કાબ કાયમી મળ્યો. રાજ્યની આર્થિક સ્થિતિ સુધારી

એડવર્ડ ૭ મા ઈ. સ. ૧૯૦૧–૧૯૧૦

જ્યોર્જ ૫ મા ઈ. સ. ૧૯૧૦–૧૯૩૫

૨૭ કૃષ્ણકુમાર-
સિંહજી
મહારાજા
K. C. S. I.
૧૯૧૯ પ્રથમ
રાજ્યાભિષેક.

૧૯૩૧ ઍપ્રીલમાં ગાદી
અને શાદી.

મહારાજા કૃષ્ણકુમારસિંહજીનો જન્મ ઈ. સ ૧૯૧૨ સંવત ૧૯૬૮ જેઠ સુદ ૩ રવિવાર નીલમબાગ મહેલમાં. મોસાળ પાલીતાણા. મહારાજા કૃષ્ણકુમારસિંહજીનાં લગ્ન ગોંડળ યુવરાજશ્રી ભોજરાજજીનાં કુંવરી વિજયકુંવરબા સાથે. પાટવી કુમાર વીરભદ્રસિંહજીનો જન્મ સંવત ૧૯૮૮ ફાગણ સુદ ૭ સોમવાર ઈ સ ૧૯૩૨

નામદાર બ્રા જ્યોર્જ. રાજ્યાભિષેક ઈ. સ ૧૯૩૭- મે તા ૧૨.

નિર્મળકુમારસિંહજી
જ. ઈ. સ. ૧૯૧૪
ઑગસ્ટ તા. ૨ સંવત
૧૯૭૦ શ્રાવણ સુદ ૧૧

ધર્મકુમારસિંહજી
જ. ઈ. સ. ૧૯૧૭,
સંવત ૧૯૭૨
ચૈત્ર વદ ૭

વીરભદ્રસિંહજી
પાટવી કુમાર.

....

શિવભદ્રસિંહજી
જ. ઈ. સ. ૧૯૩૪.
સંવત ૧૯૯૦ પોષ સુદ ૭

| ગાદીપતિ | ભાયાત |
| --- | --- |
| ૧૨ અર્જુનજી<br>ગારીયાધાર | |
| ૧૩ કાંધાજી (બીજા)<br>ગારીયાધાર | ભારાજી : ગામ રૂપાવટી અને રાણગોદ<br>ભોજજી : ગામ થાળમદ અને કુદાણું<br>મંડળીકજી : ગામ વીરડી |
| ૧૪ રાવાજી (બીજા)<br>ગારીયાધાર | હમીરજી પચાણજી. |
| ૧૫ સરતાનજી (પહેલા) | |
| ૧૬ કાંધાજી<br>(ત્રીજા) ગારીયાધાર | ભારાજી ગામ અવાણ, વેળાવદર<br>વિજયરાજ ગામ પીંગળી<br>હમીરજી ગામ માણુકા, પીપળી |
| ૧૭ પ્રથીરાજ<br>પાલિતાણાના ગાદી<br>સ્થાપી ઈ. સ ૧૭૦૦ | જેસાજી ગામ સાડખાખરા તથા<br>જાલાવદર |
| ૧૮ નોંઘણજી (ત્રીજા)<br>ગાદી ઈ. સ ૧૭૩૪ | ગામ મોતીસરી તથા રાજસ્થળી<br>હમીરજી–કાયાજી–ભારાજી |
| ૧૯ સરતાનજી (બીજા)<br>ગાદી ઈ. સ ૧૭૬૪<br>० | ઉનડજી–અલુભાઇ ગામ રાજપરા અને<br>સાજણાસર<br>જેઠીભાઇ ગામ જમણવાવ અને જાળીયા |
| ૨૦ ઉનડજી ગાદી<br>ઈ. સ ૧૭૬૬ | |
| ૨૧ કાંધાજી (ચોથા)<br>ગાદી ઈ. સ. ૧૮૨૦ | અદાભાઇ : ગામ પીથલપર<br>વીસાભાઇ : ગામ મોતીસરી ને ભૂંડરખું |

# લાઠી

| ગાદીપતિ | ભાયાત |
|---|---|
| ૧ સેજકજી | |
| ૨ સારંગજી | |
| ૩ જસાજી | |
| ૪ નોંઘણજી | |
| ૫ ભીમજી | વરસંગદેવજી |
| ૬ દુદાજી<br>લાઠી ગાદી સ્થાપી | અર્જુનજી–હમીરજી : સોમનાથ પર મહમદ બેગડાએ ઈ. સ. ૧૪૯૦માં ચઢાઈ કરી ત્યારે હમીરજી સોમનાથ મહાદેવના રક્ષણાર્થે ગયા. જતી વખતે શિહોર પાસે સરોડ ગામના ડુંગરા પાસે રહેતા ભીલ વેગડાની કન્યાને પરણ્યા. સોમનાથમાં બહાદુરીથી લડતાં હમીરજી ગોહિલ તથા વેગડો ભીલ પોતાના લશ્કર સહિત મરાણા. |
| ૭ લુણસિંહજી | ગોવિંદજી–મલેકજી–સુરાજી–જગાજી-હરીદાસજી |
| ૮ કાનોજી | |
| ૯ રામસિંહજી | ભીમજી–મેપજી |

| ગાદીપતિ | ભાયાત |
|---|---|
| ૨૩ જીજીબાવા (બીજા)<br>ઉર્ફે બાપાજી<br>ઇ. સ. ૧૮૦૮–૧૮૫૬ | |
| ૨૪ લાખાજી (ચોથા)<br>જીજીબાવાની હયાતીમા<br>સ્વર્ગવાસી થયા.<br>ઇ. સ. ૧૮૪૬ | પથુભા<br>↓<br>જસવંતસિંહજી<br>↓<br>હરિસિંહજી |
| ૨૫ અમરસિંહજી<br>ઇ સ. ૧૮૫૬–૧૮૬૩<br>અપુત્ર | તખ્તસિંહજી |
| ૨૬ તખ્તસિંહજી<br>ઇ. સ. ૧૮૬૩–૧૮૭૯ | |
| ૨૭ સુરસિંહજી (ત્રીજા)<br>કલાપી નામથી પ્રખ્યાત<br>છે. ઇ. સ<br>૧૮૯૫–૧૯૦૦ | વિજયસિંહજી<br>↓<br>પ્રવીણસિંહજી — નટવરસિંહજી — ગંભીરસિંહજી |
| ૨૮ પ્રતાપસિંહજી<br>ઇ સ. ૧૯૧૧–૧૯૧૮ | જોરાવરસિંહજી<br>↓<br>જીતેન્દ્રસિંહજી |
| ૨૯ પ્રહ્લાદસિંહજી<br>જન્મ ઇ સ ૧૯૧૨<br>રાજ્યાભિષેક ૧૯૩૧<br>ભૂપેન્દ્રસિંહજી<br>પાટવીકુમાર | મંગળસિંહજી–હરિશ્ચંદ્રસિંહજી |

# રાજપીપળા

મારવાડમાંથી ગોહિલ સેજકજી સૌરાષ્ટ્રમાં આવ્યા તેમના ત્રણ કુંવર ૧ રાણોજી ૨ સારંગજી, ૩ શાહજી રાણોજીના વંશને ભાવનગરના રાજ્યકર્તા ગોહિલ છે સારંગજીના વંશને લાઠીના રાજકર્તા ગોહિલ છે શાહજીના વંશને પાલિતાણાના રાજ્યકર્તા ગોહિલ છે ભાવનગરના રાજ્યકર્તાના વડના રાણોજી ગોહિલના કુંવર મોખડાજી થયા તેમણે ઘોઘા તથા પીરમ ગાદી સ્થાપી તેમને બે કુંવર થયા ડુંગરજી અને સમરસિંહજી તેમાં ડુંગરજી મોખડાજી પછી ઘોઘાની ગાદીએ બેઠા અને નાના સમરસિંહજી પોતાના મોસાળ રાજપીપળા ગયા ત્યાં તેમને મોસાળની ગાદી મળી ત્યાંથી રાજપીપળાના ગોહિલ રાજ્યકર્તાઓ છે

| ગાદીપતિ | ગાદીપતિ |
|---|---|
| ૧ અમરસિંહ ઉર્ફે અર્જુનસિંહજી | ૪ વિજયપાળજી |
| ૨ ભાણસિંહજી | ૫ મનશાદજી |
| ૩ નેમસિંહજી | ૬ પૃથ્વીરાજજી |

| ગાદીપતિ | ગાદીપતિ |
|---|---|
| ૭ દીપાજી | ૧૮ ગંભીરસિંહજી |
| ૮ કર્ણભાણજી | ૧૯ સુભગરાજજી |
| ૯ અભયરાજજી | ૨૦ જયસિંહજી |
| ૧૦ સુજનસિંહજી | ૨૧ મંગલરાજજી |
| ૧૧ ભૈરવસિંહજી | ૨૨ સુરમાલજી |
| ૧૨ પૃથ્વીરાજજી (બીજા) | ૨૩ ઉદયકરણજી |
| ૧૩ દીપસિંહજી | ૨૪ ચન્દ્રભાણજી |
| ૧૪ દુર્ગશાહજી | ૨૫ જયમાલજી |
| ૧૫ મોહનરાજજી | ૨૬ વરીસાલજી |
| ૧૬ રાયશાલજી | ૨૭ છત્રસિંહજી |
| ૧૭ ચન્દ્રસેનજી | ૨૮ પ્રતાપસિંહજી |

| ગાદીપતિ | ગાદીપતિ |
|---|---|
| ૨૯ રાયસિંહજી | ૩૩ ગંભિરસિંહજી (બીજા) |
| ૩૦ અજબસિંહજી | ૩૪ છત્રસિંહજી |
| ૩૧ રામસિંહજી | ૩૫ વિજયસિંહજી |
| ૩૨ વેરીસાલજી (બીજા) | રાજેન્દ્રસિંહજી પાટવીકુમાર |

"ખમકાર કરતી ખોડલીના પથ્થર ગુણ ગાતા રહ્યા"

શ્રી દુલા ભગત



કાગવાણીના કર્તા

"અણમુલ હાહા અમ તણા એ દિવસ ક્યાં જાતા રહ્યા"

# જોગમાયાને

આ પ્રથમ સ્તુતિમાં એ ભાવના છે કે અમો ચારણો જોગમાયાના છોરૂ કહેવાઇએ છીએ એટલે કે અમો ધ્યાન પણ માતાનું જ ધરીએ છીએ. પિતાતુલ્ય ઇશ્વરના નામને બદલે 'જે માતાજી' કહીએ છીએ અને તે અમારી માતા એ મારા માનવા પ્રમાણે સરસ્વતી. એટલે એ સરસ્વતી માતાને વિનતિ છે કે અમારી જીભ પરથી આજે તું કયાં ચાલી ગઇ છો, અમોને કેમ તરછોડી દીધા છે ?



ભાન બેભાનમાં માત તુજને રટ્યા,
વીસારી બાપનું નામ દીધું;
ચારણો જનમથી પક્ષપાતી બની,
શરણ જનની તણું એક લીધું.
તેં લડાવી ઘણા લાડ મોટા કર્યાં,
પ્રથમ સતકાવ્યનાં દૂધ પાયાં;
ખોળલે ખેલવ્યાં બાળને માવડી,
આજ તરછોડ મા જોગમાયા !— ૧

રાસ રમતી હતી અમતણી જીભ પર,
ઝણણ પદ નૂપુર ઝણકાર થાતા;

સચર ને અચર સૌ મુગ્ધ બનતાં હતાં,
 તાલ દઈ સંગમાં ગીત ગાતાં.
નર નરાધીશ જગદીશ રીઝયા હતા,
 અમ તણાં એ જ ઝરણાં સૂકાવ્યાં;
ખોળલે ખેલવ્યાં બાળને માવડી,
 આજ તરછોડ મા જોગમાયા !— ૨

દેશભક્તિ તણા, રણ મરણ મોક્ષના.
 પાઠ ક્ષત્રીને અધરા પઢાવ્યા;
રંક રક્ષણ તણાં દુષ્ટ ભક્ષણ તણાં,
 આકરાં પાણ તેગે ચડાવ્યાં.
લગન વરમાળ કાઢી લડાવ્યા હતા,
 આજ નિરવીર્યના ગુણ ગાયા;
ખોળલે ખેલવ્યાં બાળને માવડી,
 આજ તરછોડ મા જોગમાયા !— ૩

આત્મ અરપણ તણા પ્રથમ ભુવ લાગ્તે,
 ચારણે કંઠથી સૂર છેડ્યા;
લાખનાં લોહીની ધાર અટકાવવા,
 ચારણે આપનાં લોહી રેડ્યાં.
સત્ય આગ્રહ તણા ઉપાસક આદિથી,
 સ્વતંતર જીવનના ગુણ ગાયા;

ખોળલે ખેલવ્યાં બાળને માવડી,
આજ તરછોડ મા જોગમાયા !— ૪

સત તણાં ઢ્વાંગ રણ ભોમ રંગમેલમાં,
પેરીને અસતના દાંત ઝેર્યા;
અંબિકા તું તણા એ જ પુત્રો અમે,
અમતના શામળા પાઠ પેર્યા.
અંધ લંપટ અને નફ્ટ છોરૂ બને,
માત છોડે નહિ તોય માયા;
ખોળલે ખેલવ્યા બાળને માવડી,
આજ તરછોડ મા જોગમાયા !— ૫

જગત સેવા તણા કાવ્ય લલકારીએ,
ઝપડે ઝૂપડે ગીત ગાયેં;
ભીખ સાહિત્યની માગશે ક્ષત્રીઓ,
દેવ એવા ફરીવાર થાયેં.
'કાગ' ખેડુતની ખેડી ધરણી પરે,
મેર વરસાદની વાટ માયા;
ખોળલે ખેલવ્યા બાળને માવડી,
આજ તરછોડ મા જોગમાયા !— ૬

ॐ

# ફેંસલો

સ. ૧૯૯૩ના ભાદરવા મહિનામાં હું રાજકોટ હતો ત્યારે શ્રી-પટ્ટણી સાહેબ ત્યાં આવેલા. મગજમાં રાજ્યોના કંઈક અટપટા પ્રશ્નોને અંગે પોતે નિરાશ જણાતા હતા એ વખતે મને આ "ફેંસલો" સૂઝ્યો કે જગતમાં માનવ દેહ એ એક જાતનો કેસ જ છે અને પ્રભુની કોર્ટે ચાલ્યા જ કરે છે. સર્વ કોઈ માનવી પોતાથી ચડતી એ હજુર કોર્ટનો ઠરેલો ફેંસલો માને છે પણ માણસ આંખથી ન જોઈ શકે એવો એક ઈશ્વરી લીટો છે એ લીટા પર માણસ પગ મૂકે છે ત્યારે કુદરતી અણધાર્યો ફેંસલો તેને તુરત જ મળે છે. જેમ કે :



લેખ કાગળ લખ્યા તાત પ્રહલાદને,
કાળને જીતવા કલમ ટાંકી;
વર્ષના વર્ષ વિચાર કરીને લખ્યું,
આગતાં નવ રહ્યું કાંઈ બાકી.
દેવ ના પાળતા સહુ વિરચી તણી,
દેવનો દેવ એ જગત થાપે;
રદ કર્યા કાગળો એક એવી ગતિ,
ફેંસલો નાથ નરસિંહ આપે— ૧

દેવ દાનવ મળ્યા સાથ અચરજ ઘણી,
કર્મ જોગે કરી ગંપ કીધો;
સપ કરી કોઈનું મૂળ નવ ખોદવું,
એમણે જલધિનો તાગ લીધો.

ચૌદ રત્નો મળ્યાં ગર્વ ગગને અડયો,
વિજયનો મહદ ત્યાં થંભ ખોડયો;
પંદરમો ફેંસલો વિષ હળાહળ ભર્યો,
દેવ ને દૈત્યનો દર્પ તોડયો— ૨

મુજ થકી કોઇ મોટું નથી જગતમાં,
લેખ એવો જ એણે લખાવ્યો;
લેખ લીધા પછી નરમ રે'તો સદા,
લેખને ફાડવા કોઇ નાવ્યો.
સર્વને હું ગણું સર્વને હું ગણું,
જલધિને એ અહંકાર આવ્યો,
ઉદરમાં ઉતાર્યો *કુંભભવ મુનિએ,
ગેબનો ફેંસલો ત્યાં વંચાવ્યો— ૩

સર્વ સ્થળ પાગતા વિજય રણક્ષત્રિયો,
માર્ગ ભૂલી દશો દિશ દોડયા;
ભાગવું નહિ કદી વીરને ભારથે,
લેખ એવા લલાટે જ ચોડયા.
કુતૂહલ નીરખતા હસી કુદરત કળા,
જગતમાં એક ઋષિરાજ આવ્યો;
જમદગ્નિએ કુઠારની ધારથી,
ફેંસલો ભાગવાનો સૂણાવ્યો.— ૪

* કુંભભવ=કુંભમાંથી જન્મેલા મુનિ અગસ્ત્ય.

વિપ્રના ઘોર પરતાપથી ધડકતી,
    નામને સુણતાં ભોમ સારી;
ક્રોધ કુહાડ વળી ઉતના કેફમાં,
    ભૂલીગ્યો બ્રહ્મવર ભાન ભારી.
સીત સતાપહર જગત ત્રૈતાપહર,
    જનકપુરમાં રઘુનાથ આવ્યો;
ક્ષત્રિ હણનારને ક્ષત્રિવર રાઘવે,
    ફેંસલો વન જવાનો વંચાવ્યો.— ૫

લેખ બ્રહ્મા લખે પૂછી પૂછી અને
    હુકમ લીધા પછી વાયુ વાતા;
મેઘજળ વર્ષતા જેની આજ્ઞા થકી,
    નવ ગ્રહો ઊંચ ને નીચ થાતા.
બાણની કલમ કરી શાહી શોણિત તણી,
    પત્ર રણભોમનો ઘોર કીધો;
દૈત્ય દશશીશના શીશનો રાઘવે,
    ફેંસલો જગત સન્મુખ દીધો.— ૬

કંસ શિશુપાળ કૌરવ અને યાદવો,
    ભીષ્મ ને દ્રોણ જમરાજ જેવા;
સર્વનો ફેંસલો એક સાથે ઘડ્યો,
    કલમના કૃષ્ણજી કુશળ કેવા.

હિમગિરિ ભીંતમાં જે લખ્યો ફેંસલો,
વન જતાં પાંડવે શિર ધાર્યો;
પ્રાચીને પીપળે ભીલના બાણનો,
ફેંસલો જગતનાથે સ્વીકાર્યો— ૭

રાત દિ મુસદ્દા ઘડે છે માનવી,
આપની આખથી જગત માપે;
કેસ છે લાભમાં એમ માન્યા કરે,
વકીલ પણ એ જ સલાહ આપે.
ચતુર ન્યાયીશ જ્યાં કાગળો વાંચતો,
હાથનુ જે લખ્યુ થાય વેરી;
અકળના કોયડા કેમ કરી ઉકલે,
ઇશની કોરટ છે અનેરી— ૮

કેક વિદ્યાર્થી ને કેક પંડયા બન્યા,
જગત આ એક નિશાળ મોટી;
કુશળ થઇ કૈંક ભણતર ભણ્યો માનવી,
જળ પવનની જ કાઢે કસોટી.
વ્યોમ ઊડે અને જાય ભૂગર્ભમા,
કાઢતા હરિની કૈંક ખામી;
કુદરતી કોરટે જ્યાં ચડયો માનવી,
ભણેલી સર્વ વિદ્યા નકામી— ૯

જેહ ન્યાધીશ બન્યા એ જ કેદી બને,
    કેદીઓ તેહુને દંડ આપે;
જે લખે ફેંસલા તે સુણે ફેંસલા,
    કાળના કાયદા કોણ માપે.
કોઈ વાંચે નહિ કોઈ પહોંચે નહિ,
    કેમ એની ગત જાય જાણી,
'કાગ' હસતાં અને કેક રોતાં હતાં,
    ફેંસલો માનતાં સર્વ પ્રાણી—૧૦

# નવો નવરોજ

આ કાવ્યનું નામ "નવો નવરોજ" છે. બાદશાહ અકબરના વખતમાં નવરોજ ભરાતાં આવતો તેમાં હિંદુ રાજાઓની લાજલૂંટ થતી એવા અનેક પ્રસંગો બનેલા કહેવાય છે. તે પ્રમાણે નવા યુગ એ અત્યારના રાજાઓ માટે નવો નવરોજ હોય એમ મને લાગ્યું છે જેમાં આપણા નરાધિપો જેને પ્રજા બાપ કહી બોલાવતી તેના ગુણોનું વર્ણન છે અને અત્યારની સ્થિતિનો છેલ્લો ખ્યાલ આપ્યો છે.



નાવ મધસાગરે આજ રજપૂતનું,
તોય રજપૂત હા લેર કરતો;
દેશ જેનો ગયો વેશ જેનો ગયો,
પણ હજી મૂછ પર હાથ ધરતો.
ખમીર ખૂટી ગયું જોર જાતું રહ્યું,
ફક્ત વાતું રહ્યું, ભાંગ પીધી;
ઘેન એના ચડયાં ભાન ભૂલી ગયો,
લક્ષ્મી પરદેશીએ લૂટી લીધી— ૧

તત્વજ્ઞાની હતો દીર્ઘધ્યાની હતો,
સુભટ દાની હતો ધર્મવાળો;
તેગ અણનમ હતો મન પરે દમ હતો,
દુષ્ટનો જમ હતો ને ધજાળો.

લોક લૂંટ્યા તણી વાત જ્યાં સુણતો,
તે વખત જેહને આભ તૂટે;
એ જ રજપૂતના બાળના આ સમે,
હાયરે કોક ઘરબાર લૂંટે— ૨

મિસર પર ફરફરી ધ્વજા રજપૂતની,
અને કાબુલ પણે આણ ફરતી;
રોમમાં ખડખડી ધાર તલવારની,
ભારતે જેહમાં આગ ઝરતી.
રણ વિકટ જેહની ખડગના ત્રાસથી,
દેશ પર કોઈ શકતું ન ઝૂંટી;
જેહની ધારથી હિંદ નિર્ભય હતો,
એ જ રજપૂતની તેગ છૂટી. —૩

દેશ લૂંટાય જ્યાં ધાડ કાળી પડે,
ગડગડે દુશ્મનોનાં નગારાં;
સળગતા ગામડાં ઘોર ધાડાં ચડે,
જડકુટે નાળ મોઢે અંગારા,
વાર કરજો ધણી કોઈ ટો તો ધણી,
પ્રજાના સૂરનો થાય ભેરો;
કાળજાં વેરતો સાદ જ્યાં સાંભળે,
કેમ બેસી રહે ક્ષત્રી બેરો— ૪

તૂર ત્રાંમાં બજે ઘોર નોબત ગડે,
    જન્મભૂમિને દુશ્મન દબાવે;
જંગ જાહીર કરે મર્દ મેદાનમાં,
    ધધ દળ ધોમ ધૂણી ધખાવે.
રણ તણા રાગની કાળ હાકલ પડે,
    બાધવા કાજ વડિયા બુલાવે;
દેશના ભક્ત જમદૂત રજપૂતને,
    જીવવામાં પછી સ્વાદ નાવે— ૫

હોય વૃદ્ધ બાળ કે અંગ જોબન ભર્યો,
    હોય બળવાન કે અબળ ઘેલો;
ગીત મંગળ તણા ગાઈને કંઠમાં,
    હોય વરમાળ ચોરી ચડેલો,
હાક જયા સાભળે દેશદ્રોહી તણી,
    ભાગ્યમા એ ન લખીયુ સહેવું;
પથ અબધૂતના વીર રજપૂતને,
    જીવવુ તે પછી ઝેર જેવુ— ૬

ચોર બહારવટિયો કે ખૂની બનિયા નહિ,
    હાય રજપૂત બનિયા બિચારા,
જીવનના લોભીઓ કાં હનો છો હજી,
    ખત ગુલામી તણા શીર ધાર્યા.
રામની જનેતા ક્યાં ગઈ કૌશલ્યા,
    કોઈ એને સદેશો ભણો છો;

લાજ મધારુ જણનારી ઓ માવડી,
ભોમના લાલને કાં જોતી હો ?— ૭

મોતના મિત્ર ને ટેકના ભક્તજન,
આ સમે કોઇ પરતાપ આવો,
નૂતન નવજોબના વેગ સાગર થકી,
બૂડતા બેડલાને બચાવો,
કલંક રજપૂતના કેમ માણી રહ્યા,
બગડશે દેશ આખાની બાજ,
અર્વના ન્યાય હે યાર તલવારના,
નાલબો આદ ક્યાં છો નીવાજી— ૮

તન બદલી ગયો વેશ બદલી ગયો,
સમય બદલી ગયો નાશ તાકી,
ધર્મ બદલી ગયો જીવ બદલી ગયો,
બદલવા એક છે નામ બાકી
ખાન બદલી ગયા માન જાતા રહ્યા,
ધાન ધાવી હવે કાં નડો છો ?
જાગ પડવા તણા નોતરા નાકજે,
તોય-પતંગ થઈ જ્વાળામાં કાં પડો છો ?— ૯

કૂળ રજપૂતના નામ ધારણ કરી,
માસ વિધવિધ પશુના ઉડાવો,

દેશ હાલ્યો રસાતાળ ઓ ક્ષત્રિયો,
    માંસનો કંઇક પરચો બતાવો.
બાપ કહી કહી હજી પાય તમને પડે,
    શરમ બાપુ તણી કંઇક લાવો;
છોરૂ સઘળાં મર્યે બાપ કેના થશો ?
    બાપની કાંઇક ફરજું બજાવો—૧૦

વાંઝીયો શ્વાનનાં બાળ પંપાળતો,
    પુત્રવાળા તમે કાં રમાડો;
હુંકતા સાદ જાતા કરી સાવજો,
    દીન બકરાંતણી રાડ પાડો.
ડુંગરે ડુંગરે લેર ગોત્યા કરો,
    રડે સૌ ડુંગરા પોક પોકે;
ટાઢીયો તાવ તો ઉરથી ઉપજે,
    સંકટની સોડ તેને ન રોકે—૧૧

નૂતન ચૂલે ચડયાં વિષ તણાં ભોજનો,
    ઉદરમાં કોળિયો એક જાશે;
શરીર સળગી જશે કાળજાં કપાશે,
    રોમે રોમે પછી આગ થાશે.
હાથમાં જે ગ્રહ્યા શ્વાસ જાતા કરે,
    સાંભળો વીર નર સાદ છેલ્લો;

ઝેર છે ઝેર છે ઝેર છે ક્ષત્રીયો,
    પીરસ્યા થાળ પાછા ધકેલો—૧૨

વચન આ આકરાં સુદર્શન લાગશે,
    ખુશામત ખાંડ હદપાર ખાધી;
હાજી હાજી સૂણ્યા શબ્દ બહુ રેશમી;
    ભેટ ખાદીની કદીયે ન બાંધી.
સુદર્શન ઘૂંટડો જો ગળે ઊતરે,
    તાવનો દોષ સહુ દૂર થાશે;
ચેતજો નૃપતિ ગળપણ તણા ગોડીયા,
    પેટમાં ગ્યા પછી ઝેર થાશે—૧૩

પાવ કાપ્યા પછી પેટ કાપ્યાં પછી,
    હિંદના શૂર નિજ હાથ કાપ્યા;
આંખ ને કાનમાં ખડગ અણીઓ ધરી,
    જુલ્મથી જીભનાં મૂળ કાપ્યાં.
મદ તણા કેફમાં અંગ કાપ્યાં બધાં,
    ક્ષત્રીઓ તેગ માત લજાણી;
એ સહુ કારણે મુખ અવળું કરી,
    જો તમારી ભવાની રીસાણી—૧૪

રામના વારસો સિંહ સાચા બનો,
    ક્ષત્રીઓ દ્વેષ ને ક્લેશ ત્યાગો;

કાપીયાં અંગ સૌ એક પાછાં કરી,
વીરનર તેહની માફ માગો.
લોમિયા અકળપંથ મોત મારગ તણા,
'કાગ' રજપૂત મેદાન આવો;
માત હાકલ પડી તેહને કારણે,
એ તમારી ભવાની રીઝાવો—૧૫



# હંસ : લોહ : કાંચળી

મારા એક વડીલ સ્નેહીની દશા છેવટ મેં એવી જોઈ કે સ્વજનોનો ત્યાગ કરી અને હંસ સાગર કાંઠે બેઠેલા બગલાઓની સાથે વસવા ગયો. છેવટ ભૂખ્યાં તરસ્યા મોતીના ચારા સિવાય ત્યાં મરી ગયો ત્યારે બગલાઓએ તેના માસનો નાસ્તો કર્યો.

એવી જ રીતે અત્યારે રાજા પ્રજાની દશા લાકડા અને લોઢા જેવી છે. વહાણમાં મઢેલા લોઢાના ખીલાને કાટ આવી જેથી તે લાકડાથી જુદા પડયા કે તુરત જ, પાણીને તળીએ ગયા અને લાકડું તો તર્યું. એ રીતે કોઈ દિવસ પ્રજા મરતી નથી; મરે છે પ્રજાથી જુદો પડનાર રાજા. ભાવ એવો છે કે સાપરૂપી પ્રજાને અંગે કાંચળી રૂપી રાજા છે. એ કાંચળી જ્યારે આપનો ત્યાગ કરે છે ત્યારે પામર લોકોરૂપી ઉંદરડાઓ એ કાંચળી રૂપી રાજાને પોતાને સુવાનું કોમળ બીછાનું બનાવે છે. એકબીજાના સહકારથી જગતમાં સારાં કામો થઇ શકે છે. કદાચ તેમાં કોઈક દિવસ એકબીજાથી ભૂલ પણ થઈ જાય છે. જેમકે ક્યારેક દાંત જીભને કચરી નાખે છે પણ તેનો બદલો લેવા દાંતને પાડી દેવાય નહિ.



ત્યાગ હંસે કર્યો માન સરોવર તણો,
આવીયો ત્રટ ઉદધિ નીર નાયો;
કોઈ એને પડી હંસ કેનું નથી,
હંસ બગલાની હદે ગણાયો.

મોતી મળીયાં નહિ ત્યાં મળી માછલી,
    સુખ લવલેશ ત્યાંથી ન લાધ્યુ,
શરીર રઝળ્યુ જુઓ તીર સાગર તણે;
    બક ગયો હંસનું માંસ ખાધું— ૧

લોહ ને કાષ્ટ બે સંગ જ્યારે મળ્યાં,
    જહાજ થઈ સાગરે સફર કીધી;
લોહ વજને ઘણુ કાષ્ટ સંગે રહી,
    અકળ રત્નાકરે લ્હેર લીધી.
વ્હાણ છે કાષ્ટનુ એમ સૌ કો કહે,
    લોહથી એ ન મનમા સહાણુ;
તુર્ત જુદું થયુ કાષ્ટ તરતું રહ્યુ,
    લોહ દરિયાને તળિયે સમાણુ— ૨

સર્પ અંગે મળીને રહી રાત દી,
    એ પરાધીનતામા ન ફાવ્યુ,
નાગથી જેમ જુદી પડી કાચળી,
    ઉંદરોએ બિછાનુ બનાવ્યુ.
વિખ ગણી દુષ્ટ ને ત્યાગ આપે કર્યો,
    ઉરમા એ અહંકાર લાવ્યો;
ઝેર હિણુ કરિએ પૂરીયો વાદીએ,
    નાગને જુઓ ઘર ઘર નચાવ્યો— ૩

ત્યાગ કરશો નહિ મિત્ર સજ્જન તણા,
જેહના તેજ અંગે પ્રકાશે,
સુજન મિત્રો અને સ્થાનના ત્યાગથી,
દુખના ઘોર વાદળ છવાશે.
ગુણ ગણી ગળજે 'કાગ' તુ મિત્રના,
હોય ભલે કંઈક અવગુણકારી,
ભૂલતા જળને દાન કર્યે કદી,
પાડવાની ન કરતો તિયારી— ૪



# લીંબોળી

પોર્ટ આલ્બર્ટ વીક્ટર મુકામે શ્રી. પટણી સાહેબે પાદપૂર્તિ આપી હતી "એ હતી લીંબડાની લીંબોળી". એના પર ચાર કલ્પનાઓ આવી. જવાબો, મીઠું અને ચૂનોઃ જે મેં તુરત જ બનાવી સંભળાવી હતી. જેમાં બીજાઓને સંબોધી માનવ સ્વભાવોના ભાવો ગાયા છે.



બીજ કડવું હતું ગર્ભ કડવો હતો,
ગર્ભનુ સ્થાન પણ હતું એવું;
હતું શૈશવ કટુ યુવા કડવી હતી,
વૃદ્ધપણું આવીયુ ઝેર જેવું.
જેહ વાવી હતી એ જ લટકી હતી,
દિન પછી ઘણાં મધમાંય બોળી;
ખબર અંતે પડી જે હતી તે હતી,
એ હતી લીંબડાની લીંબોળી.

શિશિરમાં સર્વ વૃક્ષો તણી સંપતિ,
નાશ થઇ દીસતાં અબધુ જેવાં;
એ ઘડી હર્ષના અંકુરો ઉદ્દભવે,
પાન લીલાં થયા તુર્ત તેવા.
કાળુડું ઓઢણુ ઓઢીને આભથી,
પૂરતી લીલવા રંગ આવ્યો;

અવર લીલાં થયાં આપ સૂકો થયો,
જાણુજે નામ એનું જવાસો.

*

તાત મોટો જુઓ તેહને કારણે,
ખારૂં છે છતાં મો કહે મીઠું;
મુખ મીઠું કહે ચિત્ત ખારૂં કહે,
સત્ય છે ક્ષાર મો વાર મીઠું.
મીઠું માની ન દૂધપાકમાં નાખશો,
બગડશે સ્વાદ ગમશે ન દીઠું;
છોરૂ સાગર તણું ક્યાંથી મીઠું બને
થોડું મીઠું ભલે નામ મીઠું.

*

લોહી તપતુ હશે હૃદય તપતું હશે,
આગના *આ'રના ગુણ એવા;
ઘર બધું તેહનું ધૂંધવાતું હશે,
કોક ત્યાં આવતું તાપ લેવા.
સર્વદા એહના અંગ ઉના હશે,
શીતળતા ધારતો એહ ભૂલો;
મેશ ને રાખ એ છોકરાં જેહનાં,
મો કહે તેહનું નામ ચૂલો.

---

* આહાર.

# કર્મ કરતાં રહે

શ્રી. પટણી સાહેબ વસૂલાતી થયા. ડીસ્ટ્રીક્ટમાં ફરતા ત્યારે ઘણે ઠેકાણે હું સાથે ફરતો હતો. કાજળી સાથે વાતો કરતાં એના ઉઘ્લા શરીરને જોઇ મને પૂ. ગાંધીજી માટે "ઘરડાં" એ કાવ્ય સ્ફૂર્યું કે મહાપુરુષોની કોઇ પણ કર્મ વીના જતી જ નથી. જેમાં કુદરતી કર્મવાદીઓનાં દ્રષ્ટાંત છે. જેમકે આકાશ, પવન, દિવસ, રાત વગેરે.



આભના થાંભલા રોજ ઊભા રહે,
    વાયુનો વીંઝણો રોજ હાલે;
ઉદય ને અસ્તના દોરડા ઉપરે
    નટ બની રોજ રવિરાજ મ્હાલે.
ભાગતી ભાગતી પડી જતી પડી જતી,
    રાત નવ સૂર્યને હાથ આવે;
કર્મવાદી બધાં કર્મ કરતાં રહે,
    એમને ઊંઘવું કેમ ફાવે— ૧

ધ્રુવ જોશી બની રોજ બેઠો રહે,
    ગોળ ગોટા તણી રમત માંડી;
તારલા તેહને રોજ આંટા ફરે,
    જો નથી બેસતા ખેલ છાંડી.
પૂર્ણ બનતાં કદી હર્ષ કરતો નથી,
    ક્ષીણ બનતાં ન સંતાઇ જાતો;

ઊભય ગતિમાં નદા કર્મ કરતો રહે,
ચદ્ર કદી યે નથી સૂઈ જાતો— ૨

શીશ તોડે અને ડાગળા ડાપતા,
દુ ખ અનહદ પડે છે અધાર્યું,
ચીમ પાડી નથી લાગના ભૂધરો,
એમણે ઊભવાનુ સ્વીકાર્યું,
નીર નદીઓ તણા ગેજ વ્હેતા રહે,
ખૂટવાનુ કદી એ ન ધારે,
વહનના કર્મઅધિકારીઓ બેસતા
દિન બહુ બાદ દુર્ગંધ મારે— ૩

ઊંઘતી વસુધરા એક પડખા ભરી,
એહનુ કર્મ એરી ન નાસે,
થાકશે તે કરી અવર પડખે થશે,
તે વખત જગતનો નાશ થાશે
ઋતુ ય સઘળી મળી ફેરફૂદડી ફરે,
કોઈ દિ' તે નહિ સાથ બેને,
કર્મ તેણે ગ્રહ્યુ મગ ફરવા તણુ,
એહને ઘેર બીજો ન પેને— ૪

નીર સાગર તણા સ્થિર રે'તા નથી,
ધીર ગભીર દિન રાત જાગે,

સામટી સરિતા પાણી પાતી રહે,
તોય નવ આપનો ગુણ ત્યાગે.
ઓટમાં કદીય આંસુ નથી પાડતો,
ભરતીમાં નથીય છલકાઈ ફરતો;
જગત ને કર્મના પાઠ સમજાવતો,
ભરતી ને ઓટમાં લ્હેર કરતો— ૫

થંભ ઉનો થયો લાલ તણખા ઝરે,
ટેર પ્રહ્‌લાદની કાન આવે;
સુખથી શેષના શયનમાં એ સમય,
ઊંઘ નરસિંઘને કેમ આવે ?
શીશદસ હુકમે કુંભકર્ણ રણ ચડે,
પુકારે જાનકી દીન મોઢે;
આ બધું સાંભળ્યા પછી રઘુનાથનું,
બાણ તે ત્રાણમાં કેમ પોઢે— ૬

દેવ વસુદેવ ને દેવકી કેદમાં,
કૌરવો સતી તણાં ચીર ઝોટે;
ધર્મ ને કર્મ બે સાથ હાકલ કરે,
શામળો સેજમાં કેમ લોટે.
લાલ ચક્રો ફરે ઘોર પરદેશનાં,
દુઃખની અગન-રસ વહે જ્યાંથી;
ભારતી આરતી નાદ ઉચ્ચારતી,
ગાંધીને હોય આરામ ક્યાંથી— ૭

# કાંકરી

રામાયણ એ તો મારા હાડ સુધી રમી રહેલ ગ્રંથ છે. એને વાંચતા વિચારતાં હું કોઈ દિવસ થાક્યો જ નથી. એમાંથી ગમ્મતને ખાતર એક કલ્પના આવી "કાંકરી".



કુળ રાવણ તણો નાશ કીધા પછી,
એક દી રામને વ્હેમ આવ્યો;
મુજ તણા નામથી પથર તરતા થયા,
આ બધો ઢોંગ કોણે ચલાવ્યો.
એજ વિચારમાં આપ ઊભા થયા,
કોઈને નવ પછી સાથ લાવ્યા;
સર્વથી છૂપતા છૂપતા રામજી,
એકલા ઉદધિને તીર આવ્યા— ૧

ચતુર હનુમાનજી બધું ય સમજી ગયા,
ચાલીયા એ રઘુનાથ પે'લે;
રામનો દાસ એ વેરીના વતનમાં,
રામને એકલા કેમ મેલે.
તીર સાગર તણે વીર ઊભા રહ્યા,
કોકથી જાણીયે હોય ડરતા;
હાથમાં કાંકરી એક લીધી પછી,
ચહુ દિશે રામજી નજર કરતા— ૨

ચોરના જેમ હનુમાન સંતાઇને,
વૃક્ષની ઘટાથી નીરખે છે,
ચિત્તમાં કપિને ખૂબ વિસ્મય થયું,
આ રઘુનાથજી શું કરે છે ?
ફેંકતાં કાંકરી તુર્ત તળીયે ગઈ,
તસગરે જાણીયે હોય લૂંટયા;
રામ પોતા થકી ખૂબ ભોંઠા પડયા,
શરમના શેરડા મુખ છૂટયા— ૩

ચરણમાં જઈ કપિ હાથ જોડી કહે,
નાથજી આ મતિ કેમ આવી;
હાથ જેનો ગ્રહ્યો તેહને ફેંકનાં,
આપના બિરદની શરમ ના'વી.
તારનારા બની નીરમાં ધકેલો,
માફ કરજો કરી ભૂલ ભારે;
તમે તરછોડશો તેહને નાથજી,
પછી ત્રિલોકમાં કોણ તારે— ૪

# દીવડો : માછલી : વાદળાં

શ્રી. સ્વામીનારાયણના ગઢડામાં શ્રી. પટણી સાહેબે મને એક પાદપૂર્તિ આપી હતી

> "જેહને આશરે જીવતાં જે હશે,
> એહના મુખમાં નાશ એનો.

આપી જીંદગીમાં કોઈ કવિતા લખતાં મારી કલમ અટકી નથી આ પાદપૂર્તિ પર આખો દિવસ ગયો કંઈ ન સુઝ્યું તે ન જ સુઝ્યું. મન મૂંઝાવા લાગ્યું કે મગજ નીર ખૂટી ગયું કે શું? હાથમાં નોટ અને પેન લઈ રાતે જમ્યા પછી બેઠો પણ બેઠો તે રાતના ત્રણ વાગ્યા. ઘણો જ મૂંઝાઈને પછી સૂઈ જવા માટે સામે બળતા ફાનસને ઝાંખું કરવા ઊભો થયો અને દીવો યાદ આવતા કલમ ચાલી કે—

•

તેલના સકળ પરતાપથી દીવડો,
  તિમિરમય રાતમાં તેજ ધરતો;
તેલથી પ્રગટીયો તેલથી પોષીયો,
  તેલનો એ સદા આ'ર કરતો.
તોય પણ તેલ તો કાંતિ આપ્યા કરે,
  તેલ અપકારને ક્યાં ગણે છે,
દીવડો તેલનું મૂળ જોવા જતાં
  ફક્ત અવશેષમાં મેશ રે' છે— ૧

માછલી એક દી ગર્વ મનમાં ધરી,
  આપના બળ તણું ભાન ભૂલી;

નદીનાં મૂળીયાં ગોતવાં દઠ કરી,
  કાળને વશ બની ખૂબ ફૂલી.
નીર અટકી ગયાં અંત લીધો પછી,
  કાગડાએ કર્યો આ'ર તેનો,
જેહને આશરે જીવતાં જે હશે,
  એહના મૂળમાં નાશ એનો— ૨

રાતદી બાધનાં ખૂબ ખારાં હતાં,
  નીરખતાં સૂર્યને રહેમ આવી;
પાસ લાવી હસાવી બોલાવી અને,
  રાખીયાં સાથ મીઠાં બનાવી;
વાયુને હીંચકે હીચકતાં તે હતાં,
  રોજ રમતાં હતાં લેર લેતાં;
સુખમાં પ્રસન્નતા ભૂખ ભાંગી ગઇ,
  કોઇ નવ દુઃખની વાત કે'તા— ૩

ભાનુના મળને શોધવા એક દી,
  તેમણે ધર્મનો પંથ ત્યાગ્યો;
સૂર્યની સામવાં જેમ ઊંચા ચડયાં,
  તુરત ઉપકારનો તાપ લાગ્યો.
સુખ કાળાં બન્યા ખૂબ રોયાં પછી,
  આભથી ઝર્યાં તે પર અંગારા;
નાશ એનો થયો જ્યાં હતાં ત્યાં ગયા,
  વાદળાં જે થયાં નીર ખારાં— ૪

જોઈ ચતુરતા ભીલ જનની, જાનકી મુસકાય, જી;
અભણ કેવું યાદ રાખે, ભણેલ ભૂલી જાય-પગ મને૦ ૩

આ જગતમાં દીનદયાળુ, ગરજ કેવી ગણાય જી;
ઊભા રાખી આપને, પછી પગ પખાળી જાય-પગ મને૦ ૪

નાવડીમાં ખાવડી ઝાલી, રામની ભીલરાય જી;
પાર ઊતારી પૂછીયું તમે શું લેશો ઊતરાઇ-પગ મને૦ ૫

નાયીની કદી નાયી લ્યે નંઇ, આપણે ધંધાભાઇ જી;
'કાગ' લ્યે નહિ ખારવાની, ખારવો ઊતરાઇ-પગ મને૦ ૬

❧

# સ્વાર્થ

મને મહાભારત અને રામાયણ ઉપર ઘણો જ ભાવ. એકેએક એકેએક પણ બોલ્યા કરું. વળી ખરે કેમણે જાણીએ કે તુરત લોકો કહે કે ભગત મહાભાગ્ય થાવા ક્યો. મને અચરજ થતી કે લોકોનો આખો અખો મુગ્ધભાવ મહાભારત પર શા માટે ? શુ ખરેખર એ કોઈ ધર્મગ્રંથ છે એના માટે ? મને તો લાગે છે કે મહાભારતમા તો—

> સ્વાર્થના ઝેર છે સ્વાર્થના વેર છે,
> સ્વાર્થમા કેર કાળા લખાણા

•

ઝુલણા

> જગત ને સ્વાર્થ બે નામ જુદા બન્યા,
> તેહુનો હેતુ તો એક ભાસે,
> સ્વાર્થ છૂટ્યા પછી કોઈ કોનુ નથી,
> સ્વાર્થ વિણ કોઈ આવે ન પાસે
>
> સ્વાર્થમા ઝેર છે સ્વાર્થમા વેર છે,
> સ્વાર્થના કેર કાળા લખાણા,
> ચોર ઇતિહાસ જો મગ્રહ્યા ભારતે,
> વાટ ને હાટમા એ વચાણા— ૧

દેહમાં દર્દ ને મર્દ બુઢા બને,
    રાખતા તેહને તોય રાજી;
સર્વ સેવા કરે સ્વાર્થ જો હોય તો,
    હાથ જોડી કહે હાજી હાજી.

અંગ છે આપનાં એમ સૌએ કહે,
    જેહનું સર્વને કેણ રૂચે;
એ બધું કયાં લગી ? સ્વાર્થ છૂટયા પછી
    કોઇ નવ તેહનો ભાવ પૂછે— ૨

બીજ વાવી અને ફળ તણી આશથી,
    પ્રેમથી વૃક્ષને પાય પાણી;
મધુર ફળ તેહનાં ખબ ખાધાં અને
    છાંયડીમાં ઘણી મોજ માણી;

વર્ષ કૈં વીતતાં ઝાડ જૂનું થયું,
    ફળ મટયાં, ને ગઇ ઓળખાણી;
કરવતે કાપીયું કૈંક કટકા કર્યા,
    ગણ્યુ બધા આગલા ધૂડધાણી— ૩

સ્વાર્થ સાધે સદા જેહની પાસથી,
    તેહના સ્વાર્થમાં સાથ રે'તા;
ત્યાં સુધી માનવીમાં ગણો તેહને,
    કૈંક લેતાં અને કૈંક દેતા.

પરહિતે ઝરતા કોક જનની જહો,
વંદવા યોગ્ય એ તત્ત્વવેત્તા;
કેક એવા હશે માઈના બેટડા;
સ્વાર્થ સાધ્યા પછી ઝેર દેતા— ૪

જગતની જાળ જંજાળ વિકરાળ આ,
કાળના પંથમાં કેમ રાચો;
સ્વાર્થવિણ કાગના છે સગા જગતમાં,
કૃષ્ણ રાણો સુ ગોપાળ સાચો— ૫

# ઊંઘ ભાગે

રામાયણમાંથી મેં કરેલી આ એક રમુજી કલ્પના છે. શ્રીરામના ચરણ અંગદ અને હનુમાનજી દરરોજ ચાંપે એ કામ એને સોંપ્યું હતું.

એક દિવસ એને વિચાર થયો કે શ્રીરામ આપણને ભાળ્યા કે તુરત ઊંઘવા માંડે છે અને વિભીષણ આવે કે તુરત ઊંઘમાંથી પણ જાગીને વાતો કરવા માંડે છે. કેવા કઠોર છે! એક દી એ શંકા શ્રીરામને પૂછી ત્યારે રાજપુરુષની રીતે શ્રીરામે ઉત્તર આપ્યો કે ભાઇ, તમારા તરફના કંટાળાથી નહિ, પણ તમારી હાજરીમાં મને જે સંપૂર્ણ આત્મરક્ષણ લાગે છે તેથી હું ઝટ ઊંઘી શકું છું. વિભીષણ મારો ભક્ત છતાં શત્રુ રાવણનો ભાઇ ખરો ને, એટલે એની હાજરીમાં ઊંઘ કેમ આવે?



અંગદ યુવરાજ ને મિત્ર હનુમાનજી,
  રામના રોજ ચરણો પલોટે;
એક શંકા થતાં એ કપિરાજનું,
  ચિત્ત ચકડોળ થઇ ચડ્યું ગોટે.

બેઉ જણ પછી એકાંતમાં બેસીને,
  દુઃખ દિલમાંય હદપાર ધરતા;
આપણી સાથમાં કંઇક ઉપદેશની,
  કદિ ય અવધેશ નવ વાત કરતા —૧

હાથ જોડી કરી વિનતિ હરિને,
અમોને ભાળતા ઊંઘ ટયો છો,
કાલનો તમારો દાસ પણ દૈત્ય છે,
તેહુ આમા તડાકા કરો છો

અમોને નીરખતા તુરત લાબા બનો,
બેઉ જણ શયનગૃહમા જ પેઠા,
વિભીષણ તણો ખખડાટ જ્યા સાભળ્યો,
ઊંઘમાથી પ્રભુ થાઓ બેઠા —૨

આપના મુખ તણી વાત સુણવા તણુ
એમણે વિધાતાથી લખાવ્યુ,
મૂક મોઢે પ્રભુ–ચરણ ચાપ્યા તણુ,
અમારા ભાગ્યમા એ જ આવ્યુ

પ્રીતની રીતને રામ જાણી નહિ,
કદીક તો અમ તણુ ચિત્ત માપો,
અટપટી વાતનો સાચથી આ સમય
ખુલાસો આજને આજ આપો —૩

મુજ તણે કાજ ઇચ્છા કરો જગતમા,
આકરા નીમ એવા તમારાં,
રાત દી થાકતો રાજના કાજમા,
તમો બે ઊંઘના અંગ મારાં

સત્યથી કહું છું, નીરખતાં ભય મને
ચિત્તમાં તે તણો કંઇક લાગે;
વિભીષણ ભક્ત પણ ભાઇ રાવણ તણો,
ભાળતાં તેહને ઊંઘ ભાગે —૪



# હાથી

એક વડીલ અને મુરબ્બી સ્નેહીને પોતાથી ઘણા જ હલકા, હાથી આગળ કૂતરા જેવા, માણસોને અમુક કાર્ય માટે વીનવણી કરતા જોઈ મને આ કાવ્ય પાઠ આવ્યુ એ ગીત તુરત મે તેમને સંભળાવ્યુ પણ એ તો સમજુ માણસ, પોતાની ભૂલ સમજી ગયા અને બોલી ગયા કે હવે પછી કદી પણ આ હાથી કૂતરાઓને વીનવશે નહિ



(ત્રોટકની ચાલ)

એની પાછળ આખો સમાજ હતો,
સહુ હાથી તણો શિરતાજ હતો,
ગિરિરાજ સમો ગજરાજ હતો,

ઝરતો મદ કુંભ અખંડ અને, મહિ વિંધ્ય દીપાવણહાર હતો,
નીરખી એનુ શ્યામલ અંગ સદા નગ કાજળનો શરમાઈ જતો-૧

પશુ પંખી હતા લપતા છપતા,
સૂણીને વનરાજ સંતાઈ જતા,
એની હાકથી ડુંગરા ડુલતા,

એની મોટપ ઉપર એ વનમા સહુ દિવસ સૂર્ય હતો તપતો,
એને છોરુ હજારોનો નાથ હતો, એ હજારેક નારીનો નાથ હતો-૨

ગજ કાદવ તાલમાં ખુંચી ગયો,
એનો આતમ ત્યાં અકળાઈ ગયો,
એની આરત ચીસોનો શોર થયો;

સુણીને ભસતાં ભસતાં એ તળાવને કાંઠડે શ્વાનોએ પાવ ધર્યા;
મરવા વખતે ગજરાજ ભૂલ્યો, એણે શ્વાનોને કાઢવા સાદ કર્યા–૩

એની ભૂલ સુમેરૂ સમાન હતી,
બુદ્ધિ ચક્ર પરે અવળી ફરતી,
મરવાને સમે અકળાણી મતિ;

તને કાઢશે ના કદી શ્વાન ભલા, ચૂપ થા ચૂપ થા પરલોક જતો;
તારી મોટપ 'કાગ' કે સંગ લઈ મરી જા ગજ તું હસતો હસતો–૪

❧

# ગાંધીડો મારો

શ્રી હરિપુર મહાસભામાં આમ ત્રણથી હું ગયેલો તા ૧૫-૨-૩૮ અને ૧૬-૨-૩૮ એમ બે દિવસ પ્રાર્થનામાં મારો બોલવાનો કાર્યક્રમ હતો અગાઉ પૂ મહાત્માજીને રાગ ગીતો મે સભળાવેલ હતા-માભળી તેઓ ખુશી થયા હશે એમ મને લાગ્યુ હતુ આ વખતે " મોબીડો " એ વ્યાસપીઠ પરથી સ્તુતિ સમયે મે ગાયેલુ જે સાંભળી હજારો માનવીઓ ખુશી થયેલ ભાવ એવો છે કે હિંદ અને ખ્રિસ્તીઓમાં બે બહેનો મળે છે ખ્રિસ્તીઓ પૂછે છે કે " મોહન મોહન " એમ જપ્યા કરો છો તો તે તમારા દોસ્તને મારે શી રીતે ઓળખવો એના એંધાણ કહો



રાગ દીપચંદી

મો સો વાતુનો જાણનારો,
મોભીરો મારો સાચી વાતુનો ચીતનારો.

ટગલે ટગલે હાથ્યા કરે છે, ઊંચાણમાં ન દિશનારો,
ઢાળ ભાળીને સૌ દોડવા માડે, ઢાળમા નવ દોડનારો—૧

ભાગ્યા હોય એનો ભેરૂ થાનારો, મેલા ઘેલાને માનનારો,
ઉપરઉજળા ને મનના મેલા (એવા) ઘોડાને નહિ ધીરનારો—૨

એના કાતેલમા ફેરો ન ઊમટે, તાર સદા એક તારો,
દેખે દૂબળીયો ગેમી ગામડીયો, મુસદ્દીને મૂઝવનારો—૩

પગલાં માંડશે એવે મારગડે, એની આડો ન કોઈ આવનારો;
ઝેરના ઘૂંટડા જીરવી જાશે ઈ તો, બોલીને નૈ બગાડનારો—૪

નાનાં બાળક જેવો હૈયે લેરીલો, એરૂમાં આથડનારો;
કૂણો માખણ જેવો સાદો ને સોયલો, કાળને નોતરનારો—૫

ઝીણી ઝૂંપડીએ ઝીણી આખડીયે, ઝીણી નજરથી જોનારો;
પોતે ચણેલામાં પોલ ભાળે તો, પાયામાંથી પાડનારો—૬

આવવું હોય તો કાચે તાંતણે બધાઈને આવનારો;
ના'વવું હોય અને નાડે જો બાંધશો તો નાડાં તોડાવી
નાસનારો—૭

રૂડા રૂપાળા આખા થાળ ભરીને પીરસે પીરસનારો;
અજીરણ થાય એવો આ'ર કરે નૈ કદી, જરે એટલું જ
જમનારો—૮

આભે ખૂતેલી મેડી ઊજળીયુંમાં, એક ઘડી ન ઊભનારો;
અન્નનાં ધીગાણાની જૂની ઝંપડીયુંમાં વણ તેડાવ્યો
જાનારો—૯

સૌને માથડે દુઃખડાં પડે છે, દુઃખડાને ડરાવનારો;
દુઃખને માથે પડયો દુઃખ દળવીને, એ તો સોડ તાણીને
સુનારો-૧૦

કાળ જેવાને મહાકાળ લાગે છે, આભને બાથ ભીડનારો,
*સૂરજ આંટા ફરે એવડો ડુંગરો, ડુંગરાને
ડોલાવનારો–૧૧

ઓળખજે બેનડી એ જ એંધાણીયે, મારા ખોળાનો એ
ખૂંદનારો;
મારો મોહનજી એ ઝાઝેરૂ જીવો, મારા ઘડપણનો
પાળનારો–૧૨



* અમેજી કહેવત છે કે અમેજના રાજ માથે સૂરજ કદી આથમતો નથી એવા અમેજ રાજ રૂપી જે ડુંગરો, તેને ડોલાવનારો

# વાણિયો ખેડે વેર

રાજકોટમાં એક દિવસ કૈંક વાત કરતાં કરતાં શ્રી પટણી સાહેબે કહ્યું કે આ અજબ માનવી જ જન્મ્યો છે કે જેની નોબતનો અવાજ આજે આખી જગતમાં સંભળાય છે. આભથી ઊંચાં વેર આજે વાણિયો ખેડી રહ્યો છે. તુરત જ મને "માતાજીની નોબતું વાગે છે" એ લીટી યાદ ચડી ગઇ. પછી તો મેં જેટલા જાણ્યા છે એટલા બધા પૂ. ગાંધીજીના જીવન-પ્રસંગો એકેક કડીમાં ગૂંથી દીધેલ છે. જેમકે "તોપને લાગી દાઢ" એટલે આખો એમનો અહિંસાવાદ જેની સામે તોપ પણ અહિંસક બની ગઇ. બીજું "વાણિયો નઇ દે નમતું તલ-ભાર" એટલે કે જૂઠી રીતે સત્યના તોલમાં ક્રોધ બનાવીને વધારે લઇ જઇ શકે નહિ. "વાણિયો આડો આક" એટલે જે માનવ જાતિઓ જગતની નરક ખાડમાં પડી હતી તે તથા જે જાતિઓમાં સ્વાભાવિક ભીરુતા હતી તે બધાનો મરણ ભય તોડી દીધો. સૌ કોઇને અહિંસા, સત્ય અને આત્મબળના પાણી રેડયાં. એમ દરેક કડીએ કડીએ પ્રસંગ ભાવના છે.



માતાજીની નોબતું વાગે છે,
આજ સૂતાં સૌ માનવી જાગે છે,
લીલુડાં માથડાં માગે છે.

એક જોધો એવો જાગીઓ રે,
એણે સૂતો જગાડયો કાળ,
પગ પાતાળે ને શીશ આકાશે,
હાથ પોગ્ય દિગપાળ—માતાજીની૰ ૧

દેશ આખો આજ હૂકળી ઊઠયો,
વિદેશમાં જાગ્યો હેળ,
હોડને ઓખે હાકલું દીધી,
ભેમકા હાલકલોળ—માતાજીની૦ ૨

આભની મામાં વેર પેટાયાં,
નાળ જંજાળ્યું તૈયાર,
પે'રવા ખાદી પોતડી રે, (એને)
હાથ નથી હથિયાર—માતાજીની૦ ૩

ઘાવ ઝીલે ઘમસાણના રે,
એની આંખમાં નાચ્યાં ઝેર,
દુનિયા આખી રોળવા લાગી,
વાળિયો ખેટ વેર—માતાજીની૦ ૪

ઘાવ ઝીલે રણ ઘૂમતો રે એનો
નાખીયાં કોઠે લોઇ,
કૈંક દેમાળામા કેદીયુ પાડી,
પગવાં પાછાં નેય—માતાજીની૦ ૫

મથતાં માગે માવડી ત્યાં નૈ
એટલા લેખા થાય,
દીઠ પડી ગ્લુદાકની રે,
આજ દાનરી કાં સંતાય—માતાજીની૦ ૬

વાંક કાઢી એણે લાકડું વેર્યું,
પાપને લાગી ધાક,
રાંક ગોતી રજપૂત કર્યાં,
આ તો વાણિયો આડો આંક—માતાજીનો૦ ૭

શીશ કાપી એણે સાંધણે બાંધ્યું,
કોણ રાજા કોણ રાંક,
શેઠ કાંટો લઇને જોખવા બેઠો,
ઇ રાખશે કાંટોકાંટ—માતાજીનો૦ ૮

કાંઇ સૂઝે નઇ કોઇને એવો,
ધૂમસે ગોટા ગોટ,
ધીંગડા હાથી ધ્રૂજવા લાગ્યા,
(ત્યાં) દૂબળે દીધી દોટ—માતાજીનો૦ ૯

મોત ઉઠાડીને સાબધું કીધું,
વાણીયે ઘેર્યો વાઢ,
ધડ ધીંગાણે હાકલું મારે,
તોપને લાગી ટાઢ—માતાજીનો૦ ૧૦

*અંગ વેરાવે ને શીશ ખંડાવે,
લૂંટાવે ઘરબાર,

---

*વીરસેન, સગાળશા, જગડુશા વગેરે
અંગ વેરાવ્યું, પુત્રનું માથું ખાંડ્યું, દુકાળમાં લક્ષ્મી લૂંટાવા દીધી.

વીર વે'વારૂ વાણિયો નઇ દે,
નમતું એ તલ ભાર—માતાજીનો ૧૧

આજ શિવાજીના બેટડા આવે,
મોતની લેવા લેર,
દૂધ પીધા પછી લોઇ પીશે
એનું વાણિયો લેશે વેર—માતાજીનો ૧૨

ॐ

## ગાંધીજીની દીકરી

હરિપુરા મહાસભા તા. ૧૩–૨–૩૮ ના રોજ આ ગીત બન્યું છે. એ વિરાટ માનવ મેદની– માનવ 'તરંગનો ખળભળી ઊઠેલ સમુદ્ર જોઈને કોઈ વિરાટ સ્ત્રીની કલ્પના થવા લાગી. પણ એ કોણ? હિમાલયથી રામેશ્વર સુધી જેની તાળી વાગે એ રાસ રમવાવાળી કોણ? ગાંધીજીની દીકરી : દીકરી શા માટે? પહેલાં તો એ કોંગ્રેસ હતી પછી એ ગાંધીજીના ખોળામાં બેઠી. એને સત્યનાં દૂધ પાયા. નામ પાડ્યું મહાસભા.



દેશ જોજો ગાંધીજીની દીકરી રે—ટેક

એ તો જનમી બૂડેલાંને તારવા રે,
એની આંખડીએ તેજના અંબાર રે–દેશ૦ ૧

જુગદંબા શી ઘુઘવતી ઘોડીએ રે,
એને ઊભું થાવાનો ઉચાટ–દેશ૦ ૨

સાચા શૂરનાં હાલરડાં એ સાંભળે રે,
પોઢી પોઢી દીએ છે પડકાર–દેશ૦ ૩

એને પગલે ધરણીનું પીઠ ધમધમે રે
હાકે ખટેડે છે આખો આભ–દેશ૦ ૪

જાણે વધે અજવાળીયાનો ચાંદલો રે,
એમ વધવા માંડી દિન રાત–દેશ૦ ૫

એણે ઓઢી કસૂંબલ ચૂંદડી રે,
એના છેડા દિશા ને દિગપાળ–દેશ૦ ૬

ગીત ગાતી ઘરોઘર ઘૂમતી રે,
(એનો) સંભળાણો દુનિયાને છેડે સાદ–દેશ૦ ૭

એને ગમીયાં નાનાં નાનાં ગામડાં રે,
એણે છોડયો મોટા શે'રોનો સંગ–દેશ૦ ૮

એ તો દીસે કાળી કાળી કાળકા રે,
એને ભાળ્યે જાતરી બગી જાય–દેશ૦ ૯

રમે રાસ હિમાળાને શિખરે રે,
એની તાળી વાગે છે ત્રણ લોક–દેશ૦ ૧૦

એણે અણમાનેતાંને બથમાં લીધાં રે,
એને બેસાર્યાં ખોળલાની માંય–દેશ૦ ૧૩

એનું માથું શ્રી શિવજીનો સાસરો રે,
રામેશ્વરમાં ઝાંઝરનો ઝણકાર–દેશ૦ ૧૪

એક ચૂડો ખળકે બ્રહ્માના દેશમાં રે,
બીજો ખળકે ખૈબર કેરે ઘાટ–દેશ૦ ૧૫

એ છે સાત ખોટયુંની એક બેટડી રે,
એનું પાડયું મહાસભા જો નામ–દેશ૦ ૧૬

## હિંદ માતનો લાડકડો વર છે

હરિપુરા તા. ૧૭-૨-૩૮ના રોજ બનેલ છે.

દીકરો ગમે તેવો પરાક્રમી હોય પણ માને ઘંટી ફેરવવી પડતી હોય તો તે માના મનમાં એ દીકરો નથી.

જો ઘણા દીકરા હોય તો ઘણાનું દળવું પડે માટે બધા ભારરૂપ છે. ઘરમાં વહુ ન હોય તો માને બળની દળતી કોણ મટાડે? પૂ. ગાંધીજીના જીવનના ભાર વરરાજા બનાવી વર્ણવેલ છે. પણ એને જવાનું તો છે ભયંકર માંડવે? જેમકે : "જાનીવાસ તણા એ ઉતારા તણી મહેમાનીમાં જેલ તણાં ઘર છે" બીજું "જણનારીના માનને કારણીએ ન સહાય એવાં અપમાન સહ્યાં."

•

બહુ કોડ કુમાર જુવાન થયા,
નહિ ઘંટી છોડાવણ હાર થયા,
હવે હાલી શકે નહિ હાથડીયા;

શહી માતની વાત વિચાર કરી, વરરાજ હજુર તૈયાર થયા;
સૂણી માંડવડાની જ્યાં સામગરી, લગનો લખીયા પછી
નાશી ગયા—૧

વરવાં તણાં ભીષમ નીમ ગ્રહ્યાં,
એણે માત હિતે બહુ દુઃખ સહ્યાં,
એનાં હાડ ને ચામ ઘસાઈ રહ્યાં;

બળતી દળતી જોઈ માવડલી, એના આતમને સળગાવી રહ્યાં:
જણનારીના માનને કારણીએ, ન સહાય એવાં
અપમાન સહ્યાં—૨

વર તેત્રીશ ક્રોડનો તારક છે,
ભુવભાર અપાર ઉતારક છે,
સતધારક પાપ સંહારક છે;

નિજ શીશનું શ્રીફળ હાથ લીધું, શરણાઈ ને ઢોલના શોર થયા;
પતિતો તણો પાવન આ નવશા, પછી પીઠીનાં કેશરીઆં
કરીયાં—૩

એને પોંખણું કાળ તણા ગણુ છે,
એનો માંડવડો એ મહારણુ છે,
તલવાર તણાં એને તોરણ છે;

જાનીવાસ તણા એ ઉલાસ તણી મહેમાનીમાં જેલ તણાં ઘર છે;
લલકારો એનાં સહુ ગીતડીઆં, હિંદમાતનો લાડકડો
વર છે—૪

દિન રાત ધખેલ હતી તપતી,
એણે કૈંક નમાવી લીધા નૃપતિ,
એવી નાળ જંજાળ કરાળ હતી;

ભયકાર મુખે વિકરાળ હતી, જગતી જમઆંખ શી જામગરી;
એવી તોપને મોઢડે બાથ ભરી, પછી હાકલ
દાગવવાની કરી—૫

મળગે એવી દારૂની શેરી હતી,
એમા આગ લગારેક જેરી હતી,
ભેળી વાયુના કોપની લેરી હતી,

વર કૈંક થયા પણ ભાગી ગયા, નભમંડળમાં એની આળ ગઈ;
નિરખી મનમોહન મરનાયો, ઉત્પાતની આગ ઓલાઈ
ગઈ—૬

એક કાળનો થાળ ત્યાં પીરસીયો,
વિષવાળો કુંમાર એ ખાઇ ગયો,
પછી પેટડીયામાં પચાવી ગયો;

સુખકારી હતી ને કુમારી હતી, હતી નામ સ્વતંતરતા સુંદરી,
એને મોહિની મોહનની પ્રગટી, વરમાળ હમી
કંઠમાય ધરી—૭

ॐ

# નવાં પુરાણ લખાશે

શ્રી. રામચંદ્ર ભગવાનની પાછળ રામાયણ-લખાણું. શ્રી. કૃષ્ન ભગવાન પાછળ મહાભારત અને ભાગવત લખાણા. એ ઉપરથી મને આ કલ્પના આવી કે શ્રી ગાંધીજીના એક જ આત્મબળ અને તપથી અને અહિંસાવાદથી અત્યારે આખા દેશમાં અને આખા જગતમાં અજબ પલટો થયો છે, તો જગતના નવા કવિએ જેમ શ્રીરામનું રામાયણ લખ્યું તેમ શ્રી મોહનનું મોહનાયન જરૂર લખશે અને તેમાં આખો અહિંસાવાદ અને માણસ માણસનો ભાઇચારો એ વિષય પર શ્રુતિ-સ્મૃતિ અને પુરાણો લખાશે એમાં શ્રી ગાંધીજીની રહેણી પરથી મને બાવાની ઉપમા ઠીક લાગી.

•

ભજન-કાફી

(ન છડીઆં તલવાર-અથવા-વાધેર સેં કજીએ કીએ) એ રાહ

બાવલીઆનાં નવાં પુરાણ લખાશે,
બાવલીઆનાં વાટે ને હાટે વંચાશે.

માનવ માનવના ભેદ લખ્યા તે, કાગળ ઉકરડે જાશે,
વિધવા કેરે આંસુડે લખીઆં, સઘળાં પાનાં ચિરાશે—બા૦

જૂના કાયદા જપ્ત કરશે; નવા કાયદા થાશે,
મનના મેલા માનવીઓના, આતમ ઘણા અકળાશે—બા૦

ધરણી કેરા માથા ધણીની, ગોતણ પેલી થાશે,
દુનિયા આખી કાન પકડશે, લોઢામાં લેખ લખાશે—બા૦

ઊંચા ઓરડા નીચા નમશે, ઝુંપડાં ઊંચા થાશે,
ઓટલા ઘટશે ઓટલા વધશે, તે દી દુનિયા સ્વર્ગ દેખાશે—બા૦

કયાં દેવળમાં દીનદયાળુ, એના જોપ જોવાશે,
દીન હૈયામાં હરિ દેખીને સૌ, એને દરશને જાશે—બા૦

જૂના ખોળીઆં વાણી તજીને, નવા કવિજન થાશે,
નવી આખડીએ નવી જગતના "મોહનાયન" લખાશે—બા૦

શક્તિ દગની નીતિરીતિના, ભીંસ *આખર મટાશે,
ઠાકર ટેગ ઠાકર ઉપર, ધોગા વાઘા ધગશે—બા૦

સત અહિંસાને ભાવે ભરેલા, એવા *શ્લોક મધગશે,
દેવ દુખીઆની નજરૂં પડતા, ખોટા ખાખ થઇ જાશે—બા૦

પશુ પંખી ને માનવ તે દી, હળીમળી હરખાશે,
ભેંસા ને બકરા તજી ભવાની, છાશ રોટલો ખાશે—બા૦



* આખર-અક્ષર

# નગારે ગેડી

(અલખ નીરંજન, અયખ નીરંજન, એમ બોલતા બોલતા નાગા અબધૂતોની ઘણી જમાતો પીપાવાવ તથા ગોપનાથજીમાં જોઇ છે. અને સાથો સાથ ઘોડા કે ઊંટ પર એની નોબત વાગતી હોય, કાન પડ્યું સંભળાય નહિ ને જે કોઇ જોવા જાય તે બાવાજીની ધૂન સાથે ધૂન મેળવી દે, એ ઉપરથી પૂ. ગાંધીજી પણ એ અલેકીયા હોય અને એની નોબત વાગતી હોય એવી આ કલ્પના છે.)

•

(રાહ ઉપરનો)

**ભજન કાફી**

આવલીઆની નોબત ઘોર રડી,
નોબત ઘોર રડી;
આવલીઆની ગેડી નગારે પડી,
આવલીઆની નોબત ઘોર રડી.

સત્યાગ્રહનાં કીધાં નગારાં, અહિંસાની દાંડી કરી,
એ ત્રંબાળુ માથે ઘાવ દીધો એની વિલાતેં ફાળ પડી—આ૦

જાગ્યા જોગીડા લાખમ લાખું, આલેક ધૂન પડી,
ધાવણુ ધાવતાં બાળ ફગાવી, જોગણીયું રણુ ખડી—આ૦

નમી પડેલી જૂના જુગની, ઝુંપડીયું થઇ ખડી,
ઝુંપડીયુંનાં જૂથ નીરખી, મેલાતું લડથડી—આ૦

કાચે તાગડે તોપને બાંધી, આ તે જાદુગરી કે જડી,
નવો અખાડો જોવાને દુનિયા કિલ્લે કાંગરે ચડી—આ૦

ભોળા શંભુજીનો શંખ વાગ્યો, આકાશે ધૂન અડી,
મસાણમાંથી મુડદાં જાગ્યાં, હુહુકારની જડી—આ૦

એરણ માથે ઘણ નીવેડી, નવી દુનિયા ઘડી,
કાદવ કેરાં માનવી જુદો, ઝીલે બદ્ધોની ઝડી—આ૦

નાળ જંજાળુંના દારૂ ન ઊઠે, બંદૂક શકે નહિ લડી,
તલવારુંની ધારું બોરાણી, સતની ફોજું ચડી—આ૦

જૂના દાખલા નથી કે કોઈએ લડાઈ આવી લડી,
રામતણાં રખવાળાં જોગીડા, ભલે પેરી એક પોતડી—આ૦

ॐ

# ધૂણી બળે

(નાગા નીરંજન બાવાની ધૂણી કોઇ દિવસ બુઝાય નહિ રાતને દિવસ બળ્યા જ કરે. તેમ પૂ. ગાંધીજીના હૈયામાં દેશ દાઝની જે ધૂણી રાત દિવસ બળે છે તે બીજી કોઇ રીતે બુઝાય નહિ. એ રીતે આખો ભાવ બાવાજીની ધૂણીનો છે તપસ્વી તપ તપે ત્યારે એને ભોળવવા ઇંદ્રરાજા તેની પાસે રિદ્ધિસિદ્ધિ મોકલે, અપ્સરાઓ મોકલે, દેવ બનાવવાની લાલચ આપે, એ રીતે એના બધા ઉપાય કરે. કારણ કે તપસ્વી બરાબર તપ તપે તો ઇંદ્રને પણ તેને શરણે થવું જોઇએ. આ ગીતની એકેક કડીએ પૂ. ગાંધીજીના મોટા મોટા પ્રસંગોની આખી કલ્પના છે)

•

(રાહ ઉપજનો)

**ભજન કાફી**

બાવલીઆની ધૂણીમાં આગ બળે,
ધુણીમાં આગ બળે;
બાવલીઆના અંગે અંગ પ્રજળે,
બાવલીઆની ધૂણીમાં આગ બળે.

હાડનુંપીંજર તપ તપે એ, વાળ્યુ ન પાછું વળે,
જોગીડા કેરા જોગ નીરખી, ઇંદ્રાસન ખળભળે—બા૦

સિદ્ધિસિદ્ધિ બેઉ ઊભી રહી પણ, જોગીડો નજરૂં ન કરે,
રંભા કેરા નૂપુર રણક્યા તો ય, સમાધી ન ટળે—આ૦

ઝેરના પ્યાલા દીધા જોગીને, હસી હસીને ગળે,
ઝેર ઝરી ગ્યા કોઠે પડી ગ્યા, કોઈ ન કારણ કળે—આ૦

તેડવા જોગીડાને વેમાન આવ્યા, દેવ સભા સહુ મળે,
ઇન્દ્ર વૈભવની લાલચ આપી, તો ય ન ચિતડું ચળે—આ૦

લાખો લીટીમાં લખી દીધું કે, આમાંથી માગ્યું મળે,
એક [1]ઉદાના આખર માગ્યા, દેવ ચડ્યા વમળે—આ૦

જોગીડા કેરા મંત્ર જીવવા, અસંખ્ય માથાં મળે,
જોગધરની શીંગી બજે ત્યાં, વૈંયા ના વેગ વળે—આ૦

[2]અસહકાર એ પંચાક્ષરનો, મંત્ર બાવલીઓ ભણે,
એ મંતરના આચકાથી, બ્રહ્માંડ આખું ખળભળે—આ૦

વજ્ર રંભાને વૈભવ હાર્યાં, સાધુડો ન સળવળે,
ઇંદ્રાસન પર ઈંદ્ર ન બેસે, તાપ લાગ્યો એને તળે—આ૦



---

૧ ઉદું એટલે સાડા ત્રણ. સાડા ત્રણ અક્ષર ગાંધીજી માગે છે સ્વરાજ.

૨. ૐ નમઃશિવાય— એ પંચાક્ષર મંત્ર છે તેમ ગાંધીજીનો મંત્ર "અસહકાર" એ પંચાક્ષરનો છે.

# મેમંડ ડોલે

ચૈત્ર વૈશાખનો હરણાં માથાં ફાટે એવો તાપ પડે છે. પૃથ્વી ત્રાંબક વરણી થઈ ગઈ છે, ઝાંઝવાના તળાવ હિલોળે ચડયાં છે, પૃથ્વીના વાંસા પર ફોલ્લા ખદખદે છે, ઉલ્વી ફોસનમાં થોડાક દાણા હતા તે દરબાર તથા લેણદાર વ્હેંચી ગયા છે. હાડે ચામડાં ચોંટયાં રહ્યાં હોય એવા બળદ ઘર તરફ ખેતરથી પાછા હાલ્યા આવે છે. ખભે એક પાણીની બંભલી, ફાટેલ પાણકારાનો ચોરણો, ઉઘાડે અંગે માથે થોડાક લીરા વિંટયા છે, તાવડીમાં ટીપાં જેટલું સવારે ખાધું છે, પેટમાં ભૂખે આંટો લીધો છે, દિશાઓને ભરખી જાય એવી આડી અવળી મીટ માંડી જુગજુગના કરવેરાના ભારથી વાંકો વળી ગએલ સાઠ વરસનો બુઢો ખેડુત ચાલ્યો આવે છે. એક જ વિચાર છે કે ઉછીના દાણા મળ્યા હોય તો ઘેર જઈ આંધણાં આંતર ભરૂ. આગલી સાલનો ભયંકર દુકાળ ગયો છે, ચારો અને દાણા બેઉ ઘરમાં નથી. શું કરવું, કયાં જાવું, કોને કહેવું ? એના ઊંડા શ્વાસ એટલા ઉના હતા કે તપેલી ધરતીને જાણી ભસ્મ કરતા હોય નહિ !

ઘોડા પરનું ઝીન કરડ કરડ થાય છે, સ્વાર અને ઘોડા બેઉના શરીરે લોહી માતું નથી. એવો સામેથી એક સ્વાર ચાલ્યો આવે છે. ચડપ કરતો ઘોડો ઊભો ગખી પૂછે છે.

"કે પટેલ, તમે સુખી છો નાં? થોડુંક સરપણ, ઘાસ, ઘી મોકલજો. બીજી કાંઈ કનડગત નથી નાં? કંઈ દુઃખ હોય તો જરૂર વાત કરજો."

ખેડુ એને કહે છે કે વાત તો શું કરૂં ભાઈ ! એ વાતો દોહ્યલી છે.

•

• ન પૂછો દાઝેલાની વાતું
વાતડીએ મેમંડ ડોલે રે— ટેકo

મારી વાતડીઉં ધરણી જો સાંભળે
એની દેયુંના ડુંગરા ધ્રોડે—વાતડીએ૦ ૧

મારી વાતડીઉં ચાંદો જો સાંભળે
એના તનડાની ટાઢયું ત્યાગે—વાતડીએ૦ ૨

મારી વાતડીઉં દરિયો જો સાંભળે
એની મોટપની માજા મેલે—વાતડીએ૦ ૩

મારી વાતડીઉં હેમાળો સાંભળે
તો તો હેમાળો ઓગળીને હાલે—વાતડીએ૦ ૪

મારી વાતડીઉં વનરા જો સાંભળે
એનાં ખીલેલાં ફૂલ ખરી જાશે—વાતડીએ૦ ૫

મારી વાતડીઉં દેવળ જો સાંભળે
તો તો દેવળનો દેવ ભાગી જાશે—વાતડીએ૦ ૬

મારી વાતડીઉં જો સમશાન સાંભળે
તો તો મુડદાં મસાણોનાં રોશે—વાતડીએ૦ ૭

મારી વાતડીઉં જો બા'રી નીકળશે
આખું [1]ભરમાંડ ભરખી જાશે—વાતડીએ૦ ૮



[1] બ્રહ્માંડ

# હાલો મેળે

ભાદરવી અમાસનો શ્રી. ગોપનાથજીનો મેળો આવે છે. નિર્દોષ એક કોળણ બાઇ પોતાના મનને ગમી ગએલ એવા એક આદમી પર મોહી પડી છે. દરેક મેળામાં એ અજાણ્યો આદમી આવે છે. એની પાઘડીના બંધ બેસતા આંટા, એના માથાનાં વાંકડીઆં ઓડીઆં, એના ઘોડાની નાજુક ચાલ, એની મોરલીનો રાગ, એના જોડીઆ પાવાની ધૂન, કંઇ પણ ઓળખાણ સિવાય ફક્ત ઇશ્વરે આપેલાં એનાં સાદાં રૂપ, એનાં અસલી વાજીંત્ર, એ એના મનમાં ગમી ગયેલ છે. એમને આખા વરસમાં એ એક જ દિવસ છે કે જે દિવસ એ ઝાઝા માનવીને જોઇ શકે અને જે દિવસે નવા કપડાં ફક્ત એક જ જોડ સીવડાવી શકે. સાથે તળેલાં ટેબરાંનું ભાતું લઇને મેળે જાય. એની જીંદગીનો એ આનંદનો દિવસ: આનંદમાં અને આનંદમાં એના મોઢામાંથી બીજી બાઇઓને સંબોધતું આ ગીત સરી પડે છે. છેવટે એ સ્ત્રી આ મનગમ્યા માનવી જેવા દીકરાની જ શિવજી આગળ માગણી કરે છે.



હાલો હાલો માનવીઓ મેળે
હાલો હાલો મનખડાં મેળે
મેળામાં મારાં મનનાં માનેલ છે–ટેક

ઇ રે મેળામાં એક આંટીઆળી પાઘડી
એ એના ઓડીઆંના ઠાઠ પર તનડાં–
ઓવારૂં હું મનડાં નીચોવું–માનવીઓ૦ ૧

ઇ રે મેળામાં એક ઘોડલાં ઘૂમાવતો
એના ડાબલાના તાલ મારાં હૈડાં હસાવે
મારાં મનડાં નચાવે–માનવીઓ૦ ૨

ઇ રે મેળામાં એક મોરલી વાગતી
એના મોરલીના રાગ મુંને વાદળ બનાવે
કોઇ જોગણ બનાવે–માનવીઓ૦ ૩

ઇ રે મેળામાં એક પાવાની ધુન છે
એના પાવાના સાદ ઘણા મીઠા
વરસ દી'એ દીઠા–માનવીઓ૦ ૪

ભોળા શંભુજી મારી અરદાસું ? સાંભળો
તમે સાંભળીને ધ્યાનમાં લેજો
છોરૂ એવાં દેજો–માનવીઓ૦ ૫



# કાયદો કાઢી મેલ

મને ગામડાનો અને ઝૂંપડાનો જેટલો અનુભવ છે એટલો જ દરેક ખાતાના અમલદારોની સાથેનો પરિચય છે. એમાં મને જ્યાં જ્યાં લાગી આવ્યુ છે તે તે પ્રસંગનુ ગીત બન્યું છે. ગામડામાં આજે એવા એવા પ્રસંગો બની રહ્યા છે કે કોઇની બહેન દીકરી સામે દુષ્ટ દાનતથી જોનાર માણસ અથવા બળાત્કાર કરનારને માટે કયાથી સાક્ષી લાવી કેસ ચલાવવો ! ખેડુતનો ખરો સમય વાવણી, ઘરમાં મરણ થયું હોય તો પણ એ મુડદાને ઢાંકી રાખી ખેતર વાવવા ખેડૂત ચાલ્યો જાય. પોતાનું લોહી રેડીને મોલના છોડ ઉછેરે, આખો દિવસ મહેનત કરે અને રાતે ખેતરની ચોકી કરે. ચાર ચાર મહિનામાં જો એક પણ રાત રખોપું કરતા ચૂકયો હોય તો હરામખોર માણસ એની મોલાત ચારી જાય. એના બદલામા ઢોર ડબ્બે પૂરાય. પણ માથાભારી માણસની આગળથી ઢોર એ રંક ખેડુત કયાથી લઇ શકે ? હાંકો દેવા જાય તો મારે અને કા તો ગાળો દે. છેવટ એનો બાર મહિનાનો ચારો ખેતર પાદરમા આભને ઓજે પડયો હોય તે બાળી દે. એના પર કેસ તો થાય પણ સાક્ષી કોણ ? ભર બજારમાં ખૂન થાય- એ માથાભારી માણસની સામે અથવા તો એખ્ખ પીવા ગામ સામે કોણ મરનારનું સાક્ષી થાય ? પોલીસ જો તપાસ કરે તો માર માર્યાની ફરિયાદ થાય. ફોજદાર ઘેર બેસી જાય એમાથી પણ કેસ તૈયાર કરી જુબાનીઓ સજ્જડ લઇ સેસન કોરટમાં કેસ જાય ત્યાં સાક્ષી ફરી જાય તો ખૂની નિર્દોષ થઈ છૂટી જાય. (ઘણો જ દિલગીર છુ કે પૂરાવાને અભાવે !)

શ્રી. પટણી સાહેબની બનાવેલી કવિતાનું એક વેણુ છે કે.

"લીધાં રૂપા તણાં દામો, ભરી સોના તણાં દીધા;
હવે જો જીવવા દે તો વણિકનું એટલું યે ક્યાં."

નજરો નજર જોયેના અને અનુભવેના બનાવ.

એ ખાડી જુવાર લ્યે અને પાચમો રૂપિયાનુ ખાનુ પાગી લ્યે દમેક વગ્મે રૂ દસ હજાર થાય એમા લગભગ પાચેક હજારનો માન લેશ ગને ભર્યો હોય, છેવર એનો દાવો મડાય કોગ્ર આ વાતને જાણતી હોય પણ શુ કરે ! ફાયદો !

છેગે એનુ ડુમનામુ થાય એની બમે પેઢી સુધી તો બજાવણી ચાલતી જોઈ છે એ હુકમનામાની બજવણીની વસ્તુ બરાબર વાવણી પરોણાદ્ગ ચાલતી હોય ત્યારે એ અભાગીઆ માનવીઓ પગ અમન્સ મજતા હોય એને ગ્રના પગથિયા અને હેમાળાના પગથિયા સરખા હોય મુન્તોનો પાર આવે નહિ વાવ લિનુ શુ, બીઆ રણનુ શુ એના ચામડેલ ન બળ ગેસ્તુ શુ ! પણ વકીલ વિના કેમ ચાને ચાવ પાછળ ઘર છે કે નહિ વેચાણ જમીન એક બીજાને આપી દીધી હોય ભગજો થઈ ગયા હોય, પણ એ ચોકસ થાય નહિ એક શબ્દના અર્થ માટે એ કાગળીઓ ધીરે ધીરે નીચે આવે ત્યા તો ફક્ત નણમોને સારે દિવસ ચાલ્યા જાય

ઊત્તરોત્તર આવી જાતના હગનાબંધ ભગળો દસ દસ વરસ જીવતા જાગતા હાલ્યા જ કરે. હાલતા હાલતા થાકી જાય તો દફતરમા સૂઇ પણ જાય ગોખી ગોખી હાડચામ ચોટેના વિદ્યાર્થીઓ પરીક્ષામા જો એક જ સૂત્ર ન કમનસીબે ભૂલી જાય તો નાપાસ

માણસે ગોખવાનુ યાદ રાખવાનુ અને ભણવાનુ મઇ માપ કે માપ જ નહિ ? એક બે ન સ એમ થાય પડી ઠોગ્ગ મટાગે એગ્ને નિશાળમથી નાપાસ થઇ ઘેર આવે ખેડ વા મા તો નાપાસ જ હતા. અને ભણવામા નાપાસ થતા હવે શુ કરવુ ? વિનય વિવેક કે ઉદ્યમ સ્વાય એની જીદગી લુખી બની જાય

જે મર્યાદા ગુનેગારોના અગ સુધી પહોચે નહિ, જે કાયદો મગો

પર લાંબો ઉમર જેમ વધ્યા જ કરે, જે કાયદો પ્રજાના રક્ષણમાં પાંગળો હોય, જે કાયદો સ્ત્રીઓના શિયળ ન જાળી શકતો હોય, જે કાયદો છોકરાઓની જીંદગી "ધોબીના કુત્તા નહિ ઘાટકા નહિ વાટકા." એના જેવી કરી દેતો હોય, જે કાયદો અમલના કુત્તા જેવો હોય, જ્યાં ચોંટાડો ત્યાં ચોંટે એવો એ નિર્માલ્ય કાયદો શું કામનો.

પ્રજાના બાપુઓ, એ કાયદાને પેનશન કરી દો. હવે પેનશન લાયક થયો છે. એ કાગળો બાળી દો. નવજુવાન કાયદો ઘડો.



(માતાજીની નોબતું વાગે છે—એ રાગ.)

કુદા તારા કાયાદા કાઢી મેલ,
એને ઉપરથી કોળી મેલ,
અને ઉપરથી આગ્યું મેલ—ટેક૦

બેન બેટીની ભર બજારે આબરૂ લૂંટાઇ ગઈ,
ગામ આખું એની વાત જાણે પણ કાયદો પોગે નઈ—કુ૦

મુડદાં ઢાંકી વાવણી વાવી રાત દી જાગ્યો રઈ,
એક દી આંખે ઊંઘ આવી ત્યાં મોલનો વાવડ નઈ—કુ૦

હાથ જોડી એને, ઠબકો દેતાં એક બે ધોલું દે,
ખેતર પાદર ચારપૂળામાં દીવાસળી મૂકી દે—કુ૦

ભર બજારે ખૂન કરે કોઇ સાક્ષી બોલે નઈ,
કાગળો લખી હાલ પાછો તારો કાયદો પોગે નઈ—કુ૦

ઉપલી કોરટ પ્રેમરાજાની જો માફી ફરી જાય,
વેરી મૅાદી બોલે ખુરશીવાળો ખૂનીઓ છૂટી જાય—કું૦

ધરતી વેચીને ચોપડાવાળાના નાણલાં ભર્યાં છે,
દીકરી વેચી બેનડી વેચી તો ય હુકમનામું છે—કું૦

વાવણીનાં મારે માંતીડા છોડી કોરટે જાવું છે,
ઝીણે ઝીણે રૂંએ મારમા બાપુ જીવડો ખેંચી લે—કું૦

ભણવામાં એની દેશું પોગે નઈ એટલાં થોથાં છે,
પ્રશ્નમાં એક વેણ ભૂલે તો જીંદગી બગડે છે—કું૦

દુનિયા આખીના પાઠ ગોખાવે કેટલું હૈયે રે,
કોલેજમાંથી સ્વછંદના જુવો છોકરા શિખ્યા છે—કું૦

બાપ દાદાનુ ખોરડું રે મારૂં, ચવની પાછળ છે,
આઠ વરસે એનો અંત ન આવ્યો કાગળીઆ હાલે છે—કું૦

રેવા દીધું અમે ઝૂંપડું રે મારૂં ખોરડું ખાલી છે,
બાર વરસે જઈ પૂછીશુ તો દે કાગળીઆ હાલે છે—કું૦

કાયદો લુલો બેઉ પગે એનુ રાજીનામું લે,
નઈ તો અમારા બાપપણાનુ ગજીનામું દે—કું૦

કાયદો આંખે આંધળો થ્યો એને પેનશન કરી દે,
લોહીએ લખાણા કાયદાના કાગળીઆ બાળી દે—કું૦

ॐ

## નાટક

વરસાદ પર મને નાટકની કલ્પના આવી. જાણે ઇશ્વરનું નાટક હોય એમ લાગ્યું. ચાર પાચ જુદી જુદી જાતના પડદા પડે કે નાટક બધે થાય. જેમકે કાળો, ધોળો, પીળો, લીલો અને પછી છેવટ ભૂરા પડદામાં સમુદ્ર ગાજી રહ્યો હોય.



[ મને સાથે લેતા જાજો ભોળા ભરથરી ]–એ રાહ

ભજન

નાટક મંડાણાં દીનાનાથનાં જી
વરમંડ વાજાં વગાડયાં;
પડદા કાળીડા આભે પાથર્યા જી
પડ પ્રથવીનાં જગાડયા– ટેક.

પેલે રે એલે નાચી વાદળી જી
મરદંગ વાગે ઘેરાં ઘેરાં;
પડદો પડીઓ નિરમળ નીરનો જી
દીવડા જબકયા અનેરા—નાટક૦ ૧

પાણીડાં મટીને ટોળાં પૂર થયાં જી
સૌને સાદ સંભળાણા;
પણ એના અરથ કોઇને ન ઉકલ્યા જી
તોતો એના ખેલ પલટાણા—નાટક૦ ૨

ભાણે રે રજનીનો પડદો ખેંચીઓ જી
        પડતાં જગ્યું[1] ને રોતાં,
પીળા રે[2] પડદામાં ખડખડ હસી પડ્યાં જી
        ઝીણી ઝીણી નજરે એ જોતાં—નાટક૦ ૩

ન મળે વાદળ ન મળે વીજળી
        ન દીઠું ગગનમાં કોઈ ગાજી,
સાગર એક ગાતોતો પાણીના નામને જી
        એતો બધી બાજીગરની બાજી—નાટક૦ ૪

# દેવળ

પીપાવાવના મંદિરમાં હું બેઠો હતો. મંદિર અને આકાશ બેઉને જોઇને જાણે આકાશ જ પ્રભુનું મંદિર હોય એમ લાગ્યું એનો ઘૂમટ અને એની ફરતી સૂર્યની આરતી. ચાંદરડાંની દીપમાળામાં એ મંદિર બાંધનારે સંવત સાલ લખ્યાં હોય એમ લાગ્યું. પણ એ ભાષા કોઇથી ઉકલતી નથી. મેઘ મહારાજ એ મંદિરને લીલો રંગ દેવા બાર બાર મહિના મથે પણ એની ભીંતિએ રંગ ચોંટતો નથી. પછી રીસાઇને લીલા રંગનું કૂંડું પ્રથવી પર ફેંકી દઇ ચાલ્યો જાય છે.



ભજન. રાહ ઉપરનો

દેવળ જોઇ લ્યો રે દીનાનાથનાં જી
ભાઇ એના પાયા પતાળે;
કોઇ ન અડયું રે એની ભીંતનેં જી
ભીંતું નજરે સૌ ભાળે–ટેક

ઘુમટ ઊભો રે વિણુ થાંભલે જી
આડી એક શિખર અનેરી;
ઘુમટ ફોડે રે જેની આંખડી જી
ભાળે એતો શિખર સોનેરી–દેવળ૦ ૧

દીવડા[1] પ્રગટે રે દિવસ આથમ્યે જી
એમા એના મવત[2] લખાણા,
અધરા અગમ્મર કોઈને ન ઉકલ્યા જી
મોટા મોટા મુનિવર મૂઝાણા–દેવગ૦ ૨

કાગુદા ફૂડામા ઊજળા રગભર્યા જી
ભીંતિ કાંઈ બીબા ન બેશ,
બારબાર મહિને જે ધોળા રગ ઢોળીયા જી
પડતા પીળા લીલા દીસે–દેવગ૦ ૩

સુરજ ઉતારે એની આરતી જી
મન[3] એનો પડદો ઉઘાડે,
સાગર વગાડે એની નોબતું જી
સુતા આ જનને જગાડે–દેવગ૦ ૪



૧ આદર । ૨ ચીજોની બનીમા જેમ નામ લખે છે તેમ જાણે આક
રામા આકાશની ઉ પતિની સાલ લખી હોય એમ લાગે છે
૩ એ દેવળમા વસેલ ઈશ્વરને જગાવા માટે મનના જ દાગની વાત છે

# પાપ

(માણસ ભક્તને કે કથાકારને કે સાધુ સંતને પૂછે પાપ અને પુણ્યની વાતો. પણ પાપ અને પુણ્યનો જવાબ તો પોતાનો જીવ જ દરેક માનવીને આપી શકે છે)



ભજન (કર મન ભજનનો વેપાર જી—એ રાહ)

પૂછી લે તું તારા મનને પાપ જી તારા મનને પાપ-તુને
એ તો માંડી દેશે માપ પૂછી લે તું તારા મનને પાપ જી—ટેક.

બીજા જણનું બગાડતાં તારૂં બગડે મેરૂ ને માપ જી,
કોઈની તુજને ન ખતા લાગી તુને લાગ્યા તારા શ્રાપ—૧

અંગડું ઊજળું મનડું મેલું એને ગણ્યું તેં ડાપ જી,
ઉપર હસતી આંખડી તારે તળીએ જાજો તાપ—૨

સત ઉપાસી રામના તું જાજા જપમો જાપજી,
સાચું બોલો એમ મૌને કઇ-અને માસ્સ ધાપેં ધાપ—૩

સારૂં નરસું કાળું ધોળું બીજાને કે માં બાપ જી,
એકાંતે બેસી પૂછજે તો તારો જીવ દેશે જવાબ—૪

કાગ આતમ રામ કેરા એક શબ્દ અમાપ જી,
વટોળીઆ તું મેલ આંટી તો પવન આપો આપ—૫

# દેવળમાં દેવ

યત્ન, માળા, યોગથી, બીજા કોઈ કર્મ સતસંગ જેટલું તુરત ફળ આપતા નથી. હાલતાં ચાલતાં દેવળમાં દેવ બેઠેલ છે. માટે



કરીલે પરગટ નરની સેવ જી પરગટ નરની સેવ,
એના ભાઈ દેવળમાં એક કરીલે પરગટ નરની સેવ જી—ટેક

એક ઘડી એની ટેલ કરતા તે રીઝે તતખેવ જી,
એનાથી તુને એટલું મળે તારી ટળે સઘળી કુટેવ—૧

માળાના મણકા જગન જાગો તને કેશે નહિ કાંઈ કેણુ જી,
ઝેર ભરેલાં નીચોવીને તારા નીરમળ કરશે નેણુ—૨

અંગને દલ તારા ઊજળાં થાશે સઘળાં બનશે સેણુ જી,
વૈખરી વાણી વહી જશે તારાં વેદ બનશે વેણુ—૩

કાગ, તે દી તારી ખોવાઈ જાશે બે પણાની ટેવ જી,
બધા દેવળમાં હસતો રમતો દેખાશે એક જ દેવ—૪

ॐ

# દૂર રેજો

નદીનાં પૂર જોઇ આ ભજન બન્યું છે. નદી હાથીને તાણી જાય છે. માછલી સામે પૂરે ચાલે છે. નદી કાંઠાનાં વૃક્ષોને પાણી પીવાની આશા હતી. ત્યાં તો તેના મુળને નદી ખોદી નાખે છે. નદીને ગર્વ આવે છે અને એની અટપટી ભાષામાં એક જ સૂર ગાય છે કે અત્યારે મારા સરખું કોઇ નથી. પણ એ બધું સમુદ્ર સુધી જ. પછી તો નદી નથી, મીઠાં પાણી નથી, નદીનું સંગીત નથી. સાગર એક જ ગીત ગાય છે કે સૌ કોઇ દૂર રેજો.

•

રાગ ઉપરનો

નદીએ આવ્યાં ઝાઝાં પૂર જી આવ્યાં ઝાઝા પૂર,
નદીયું બની ગઈ ચકચૂર નદીએ આવ્યાં ઝાઝાં પૂર જી—ટેક

કાંઠે તપતાં ઝાડને એથી પ્રગટયા આશાના સૂર જી,
પાણી પીવાની ધારણા એનાં ખોદી નાખ્યાં મુળ—૧

હાથીડા કેરાં માન હણીયાં એને ચડાવ્યા ઉર જી,
નાની નબળી માછલી એ તો ચાલી સામે પૂર—૨

ઝાડ પાડયાં હાથીડા તાણ્યા એનો એંકાર આવ્યો ઉર જી,
મારા સરખું કોઇ નહિ એ તો ગાતી એવા સૂર—૩

મીઠપ ન મળે નદી ન મળે, ન મળે એનાં પૂર જી,
કાગ સાગર બોલતો, સૌ રેજો અમથી દૂર—૪

# જાણ્યો ન જાય

એક દિવસ શાક તીખું લાગ્યું. મને વિચાર આવ્યો કે આ જીભ કઇ જાતનું ચામડું હશે કે આખા શરીરમાં બીજે કયાંય ગળ્યું, મોળું, તીખું, તુરૂં એના ખબર ન પડે અને જીભને જ ખબર પડે! આંખમાંથી જોનાર કોણ, કાને સાંભળનાર કોણ, ભૂખતરસ કોને લાગે છે, ઊંઘી કોણ જાય છે, આ શરીરનો ઘડનાર કયાંથી આવ્યો, કયાં વસ્યો, પાછો કયાં સંતાતો હશે?

•

રાગ ઉપરનો

કાયાનો ઘડનારો ઘટમાંય જી ઘડનારો ઘટમાંય
હરિવર કોઇથી જાણ્યો ન જાય કાયાનો ઘડનારો ઘટમાંય જી

તીખું ને તુરૂં જાણનારૂં એક ચાંબડું મુખમાંય જી,
હોઠ છેટા હોય તો એક શબ્દ નવ બોલાય—૧

તરશ લાગે તરફડે એમ કોણ ભૂખ્યું થાય જી,
શ્વાસ હયો નઇ એક પળ તો ભીતર કોણ મુંઝાય—૨

કાનમાં કહો કોણ બેઠું શબ્દ સાંભળી જાય જી,
ગાનારાને જ્ઞાન ન મળે કોણ ગળામાં ગાય- ૩

શ્વાસ રે' છે ચાલતો કહો કોણ ઊંઘી જાય જી,
આંખ નીરખે બ્રેમંડ આખું જોનાર જોયો ન જાય- ૪

કયાંથી આવ્યો કયાં વસ્યો પાછો ઊડીને કયાં સંતાય જી,
કાગ છેવટ સરવાળામાં મુનિજન મુંઝાય- ૫

# માથાં મુકીને આવજો

એક મોટો માણસ માણસોને ઘણો ઘણો ઉપદેશ કરે. પણ માણસો તે પ્રમાણે કોઇ કરે નહિ એ ઉપરથી મને એક વિચાર આવ્યો કે માણસ જ્યાં સુધી બુદ્ધિથી બોલતો હોય ત્યા સુધી એની અસર સમાજ પર બહુ થતી નથી પણ જ્યારે માણસનો આત્મા (હૃદય) બોલી ઉઠે ત્યારે તેની અસર સર્વ જગત પર થાય છે. બંદૂકની ગોળીનું જોર નાળી ઉપર છે. જેવી નાળી તેવી ગોળી જોર કરે છે. એ વિચારનું આ ભજન થઇ ગયુ.

•

રાગ સાથે લેતા જાજો બોળા ભરથરી

માથાં રે મુકીને મરદો આવજો રે
સનમુખ લેવા રણના ઘાવ,
ધડ રે ધીંગાણે જે દી હાલશે રે
પડશે તે દી સવળા દાવ–ટેક

ત્રંબાળું તૃષ્ણાના ખારા ધુધવે રે
કાને એક શબ્દ ના સંભળાય;
આંધી રે ચડી છે અનગળ ફોજની રે
થર થર મુનિ મોટા થાય–માથાં૦ ૧

લોભ રે સેનાપી હકો હુકળે જી
જ્યારે એની હાકલ દળમા થાય;
ધરણી ધ્રૂણે વરમડ કડકડે રે
ઝુઝવાની હિંમત ભાગી જાય–માથાં૦ ૨

રામના વીજોગી રાડે શોડજે જી
નથી એમા કાયર કેરા કામ,
લોભને માથે રે પગરા માડજો
એની આડો બેઠો આતમરામ—માથાં૦ ૩

વસમા વેરીને જે દી જીતશો જી
પછી કોઈ ખેડશે નઈ વેર,
વેરી રે હશે તે વાલા થઈ જશે રે
કોઠે જરી જશે ઝેર—માથાં૦ ૪

બુદ્ધિની વાણી રે તારી વહી જશે જી
બોલશે આપે આતમ રામ,
(તેદી) શબદ જીવશે સઘળા માનવી જી
રોમે રોમે રમી રેશે રામ—માથા૦ ૫

કાગ મરીને મનવો હુમ થાશે
રૂદીઆમા આઠે પોર રણુકાર,
(તારા) હાડ તો ગળશે રે હરિના નામમા જી
હૈડામા હેમાળાની હાર—માથાં૦ ૬

ॐ

# રજપૂતાણી

આ છંદ રેખતા છે. એને ઝૂલણા રેખના પણ કહેવાય છે. ગાનાર અને સાંભળનાર બન્ને એના તાલથી ડોલવા માંડે છે. આગળ બીજા કવિઓએ રેખતા બનાવ્યા હશે, પણ તેમાંથી સ્વામી બ્રહ્માનંદના રેખતા પ્રસિદ્ધ છે. એની ભાષા હિંદી લાગે છે પણ શુદ્ધ હિંદી નથી. ચારણી અને હિંદીનો મેળ છે. બે ભાષાનો મેળ છે છતાં જુદાપણું લાગતું નથી. પણ સાંભળતી વખતે ઊલટો રંગ આવે છે. હિંદી અને ગુજરાતી એ બન્ને સાંભળનારાઓ તુરત સમજી જાય છે. ગામડીઆ માણસોને આવી ભાષા બહુ જ ગમી જાય છે. પહેલા દસ રેખતામાં હિંદુસ્થાનની રાજરાણી અથવા ક્ષત્રાણીનું ચિત્ર છે. એનું વર્તન, રહેણીકરણી, રાજકાજમાં ભાગ, બાળક-ઉછેર અને એની શુદ્ધતાનો આદર્શ છે. એનું સ્વમાનઃ દેશદાઝઃ રણમાં પુત્રનું મરણ સાંભળી ગીત•ગાય છે; પુત્રપ્રેમના આવેશમાં એને આંસુ નથી આવતાં પણ થાનમા દૂધ આવે છેઃ પુત્રને રણમાંથી જીવતો ભાગી આવેલો જોઈ એને પોતાનું જીવન તજવું વધારે સારૂં લાગે છેઃ એનું આતિથ્ય સ્વાગત, ખરાબ રસ્તે ચડેલા રજપૂત પતિ સામે એનો તીરસ્કારઃ યુધ્ધે ચડેલ ક્ષત્રી સ્ત્રીમોહથી પાછું વાળી જોતો જોતો જરા થંભી જાય, એ વખતે પોતાનું માથું કાપી ચોટલાની ગાંઠ વાળી એ રણચંડી પતિના ગળામાં બાંધે એટલે પછી રજપૂત શા લોભથી પાછો આવે? એના ધાવણમાં ગીતા ઝરતી હતી, એના હાલરડામાં રામાયણ ગૂંજતી હતી. ભય જેવો શબ્દ એના શબ્દકોશમાં સંગ્રહાયેલ નહોતો. એનું કુટુંબવાત્સલ્યઃ સાસુ સસરા તથા જેઠ પ્રતિ પૂજ્ય ભાવ, દાસ દાસી પર માતાનું હેત પણ તેના પ્રત્યે બહારથી કડકાઈ રાખતી હતી. પતિનું રણમરણ સાંભળી રોતી નહિ. પણ ઘાયલ ફોજનું અગ્રપણું લઈ રણહાક બજાવતી હતી. એ આર્યાવર્તની રજપૂતાણી

ભોગણી નહિ પણ જોગણી હતી. રાજપૂતોમાં આજે એ રજપૂતાણીની ખોટથી ઘણી ખોટ લાગે છે.

આ રેખનામાં એ દર્શન છે.



રંગમ્હેલમેં બાનીઆં બોલ રહે,
  એક બોલ સુને નહિ બાનીઆંકા;
દરબારમેં ગુનિકા નાચ નચે,
  નહીં તાન દીખે ગુનકાનીઆંકા.
નરનાર પ્રજા મિલી પાંવ નમે,
  નહીં પાંવ પેસારાય હાનીઆંકા;
જગ છનકા છવન પાડ પડે,
  સોઇ છવન રાજપૂતાનીઆંકા— ૧

વ્યભિચાર કરે દરબાર કદી,
  ધરપ્હાર કરી ધમકાવતીથી;
ધીટકાર સુનાવતી છંદગી મેં,
  ફિર નાથ, કદી ન બોલાવતીથી.
પતિ જારકોં આપ રીઝાવતી ના,
  જગતારક રામ રીઝાવતીથી;
એસા પાવન છવન થા છનકા,
  સોઇ હિંદકી, રાજપુતાનીઆં થી— ૨

અરિ ફૌજ ચડે રણ હાક પડે,
રજપૂત ચડે રજધાનીઆંકા;
તલવાર વડે સનમુખ લડે,
કેતે શીશ દડેય જુવાનીઆંકા.
રણ પૂત મરે સુખ ગાન કરે,
પય થાન ભરે અભિમાનીઆંકાઃ
બેટા જુદ્ધ તજે સુણી પ્રાણ તજે,
સોઇ જીવન રાજપૂતાનીઆંકા— ૩

રણ તાત મરે સૂત ભ્રાત મરે,
નિજ નાથ મરે નહીં રોવતીથી;
ગ્રબ ઘાયલ ફૌજકોં એક કરી,
તલવાર ધરી રણ જુઝતીથી.
સમશેર ઝડી શિર ઝીલતીથી,
અરિ ફૌજકા પાવ હઠાવતીથી;
કવિ વૃંદકો ગીત ગવાવતીથી,
સોઇ હિંદકી રાજપૂતાનીઆં થી— ૪

નિજ પૂત સોતે બાલ પારનેમેં,
રઘુનાથ કે ગાયન ગાવતીથી;
કહી જ્ઞાન ગીતા સમજાવતીથી,
ભય મોત કા સાવ ભુલાવતીથી.
તલવાર ધરી કર જુઝને કા
રન દાવ કા પાઠ પઢાવતીથી;

ઘર અંબિકા થી રન કાલિકા થી,
મોઇ હિંદકી રાજપૂતાનીઆં થી— ૫

અભિયાગત દ્વારમેં દેખતી વો,
નિજ હાથમેં થાલ બનાવતીથી;
મીજબાનકોં ભોજન ભેદ બીના,
નિજ પૂત સમાન જીમાવતીથી.
સનમાન કરે ફિર દાન કરે,
ચિન લોભકા લંછન માનતીથી;
આપમાનતીથી મનમોહ બડા,
મોઇ હિંદકી રાજપૂતાનીઆં થી— ૬

નૃપ તાજમેં જીનકી લાજ બડી,
રાજ કાજમેં ધ્યાન લગાવતીથી;
પ્રજા સુખ રહે નવ ભૂખ રહે,
એસા બોલ સદા ફરમાવનીથી
સબ રૈયતકી ફરિયાદ સુની,
ફરિયાદકી દાદ દિલાવનીથી;
નિજ રીતકે ગીત ગુંજાવનીથી,
મોઇ હિંદકી રાજપૂતાનીઆં થી— ૭

રણુ કાજ ખડે સ્વપૂત ચડે,
ઓર દ્વાર ખડે મન મોચનીથી;

મેરા મોહ બડા ઇસી કાજ ખડા,
    ફિર શિર દડા જીમી કાટતીથી.
મન શેશ લટા સમ કેશ પટા,
    પતિદેવકોં હાર પેનાવતીથી;
જમદૂતની થી અબધુતની થી,
    સોઇ હિંદકી રાજપૂતાનીઆં થી— ૮

પતિ દેવકા તાતકું માતકું તો,
    નિજ માત પિતા સમ માનતીથી;
છોટે ભ્રાતકા હિતકી માત સમી,
    પિતરાયોંકો પાંખમેં રાખતીથી.
દાસીદાસપેં માતકા રોફ રખે,
    ઉસે ઘાતકી બાત ન દાખતીથી;
નહીં ભોગની થી જગજોગની થી,
    સોઇ હિંદકી રાજપૂતાનીઆં થી — ૯

આજ વીરકી ધીરકી ખોટ પડી,
    પડી ખોટ ઉદારન દાનીઆંકી;
પ્રજાપાલ દયાલકી ખોટ પડી,
    પડી ખોટ દીસે મતિઆનીઆંકી.
ગીતા જ્ઞાનકી ધ્યાનકી ખોટ પડી,
    પડી ખોટ મહા રજધાનીઆંકી;
સબ ખોટકા કારન કાગ કહે,
    પડી ખોટ વો રાજપૂતાનીઆંકી-૧૦

# ચાકરનો સંગ

ગામ ધણી કે દેશ ધણી. ગામેતીથી રાજા સુધી માંડીને નીચેના રેખતામાં ગીરાસદાર વર્ગની પાયમાલીના કારણનું ચિત્ર છે.

એનું મુખ્યકારણ સંગદોષ કહેવામાં આવ્યું છે. ઠાકર એટલે રાજા અને ચાકર એટલે નીચ માણસનું સંબોધન છે. (બધા સેવકો નહિ) નાનપણથી જ એ રીતે ઉછરેલ ક્ષત્રી રાજકાજમાં શું ધ્યાન આપે.

શીકાર, દારૂ પરદારા ગમન, ખુશામત, જુગાર અને બીભત્સ વાતોના વાદળામાં ઘેરાયલ એ સૂર્યનું કીરણ પ્રથવી પર કેમ પડે. આવી ટોળીના સંગદોષથી તેનું હૃદય કાયમ શંકાસ્પદ તથા ભયભીત રહે છે. ખરાબ વાતાવરણમાંથી સારું શોધવા એને અકળામણ થાય છે. એની ધારેલી ટોળી સિવાય એને કોઈ સારા માનવી પાસે બેસવું જરાપણ ગમતું નથી.

અધિકારીઓ આ બધી નિર્બળતા સમજી ગયા પછી તેને રાજાનો ખોફ જરા સરીખો પણ રહેતો નથી. એ પોતાની ઇચ્છા મુજબ કર્યા કરે છે. રાજ્યમાં અંધાધુંધી ચાલે છે. પ્રજાને દાદ દેવા જેવી કંઇ વસ્તુ રહેતી નથી. રાજ્યની અંદર સારા સરદારોનું સ્થાન રહેતું નથી. તેઓ કાર્યક્ષેત્ર સિવાય પોતાનું રાજ કૌશલ્ય હૈયામાં જ સંઘરી બેસી રહે છે. હાજી હા, કહેનારાઓ ખોટાં વખાણ કરનારાઓનું મંડળ જામી પડે છે. રાજ્યની પાયમાલી થાય છે. ખોટાં વ્યસન, ખોટા શોખ એ એમનું જીવન બની જાય છે.

જે બનાવ બને તેનું વર્ણન કરી સમાજને કહેવાનો કવિ ધર્મ છે.

એટલે એક કવિ કોઈ એક પાત્રને પોતાનો ઠાકર બનાવી એમની પાયમાલી બધાને કોઠે બહાર કાઢે છે.

છેલ્લા "રેખતા"માં આ બધુ સમજી ગયા પછી રાજામાં એટલી હિંમત આવે કે "હાજીયા" ટોળીને તથા સ્વાર્થી માણસોને હાંકી કાઢે

અને સજ્જનોને શોધી પોતાના સંગમાં રાખે અને રાજ્ય પ્રજાની હદ બરાબર સમજી જાય તો રામ રાજ્ય બની જાય અને :

"રંગ ચડે રજપુતીઆંકા."



કવિરાજ કહે રાજનીત રૂડી,
સામે કાન કપાટ ન ખોલતા હે;
ગુર નામ કથા કહે રામ કથા,
એક આખર આપ ન બોલતા હે.
સુણી [1]ચાંનક [2]ગોકળરાજ સમા,
મહારાજ ન બોલતા ડોલતા હે;
મેરા ઠાકર ચાકર સંગ કરી,
નીત કુડકા છાપડા છોલતા હે— ૧

મદ્યપાન કરે ખૂબ ખાન કરે,
મીજમાનકોં આપ ન ભેટતા હે;
રાજરાનીયાં હે કુલવાનિયાં હે,
ઓર લોંડીઆં કે સંગ લેટતા હે.
સરદાર રહે નીત દ્વાર ખડે,
રાજમહેલમેં જાકર પેઠતા હે;
મેરા ઠાકર ચાકર સંગ રીઝે,
બુદ્ધિમાન કે સાથ ન બેઠતા હે— ૨

૧. બિરદાવળી, ૨. આરાના ગોકળ જેવા,

સાચી વાત કરે તાપે ગીમ ધરે,
    ઓર દડ ડરે ખૂબ ખીજતા હે,
વાહ વાહ કહે નબ ચાહ કહે,
    જૂઠી વાહ કહે તાપે રીઝતા હે.
નીજરાજકુના કવિરાજકુ ના,
    ગોલે ગોડીઆકુ ચિત્ત દીજતા હે,
મેગ ઠાકર ચાકર સગ કરી,
    નીજ નાશકા વીંજણા વીંજતા હે— ૩

દીન સોવતા હે રાત જાગતા હે,
    ઓર વાગતા હે સૂર પ્યાલીઆકા,
ફીર માગના હે ફીર માગતા હે,
    ઔર આંખ મે આસન લાવીઆકા
કભી રૂસતા હે કભી ફૂલતા હે,
    મુખ છૂટતા હે ધન ગાલીઆકા,
મેરા ઠાકર ચાકર સગ કરી
    હાય પથ લીયા પાયમાલીઆકા— ૪

ગાન સુનતા હે તાન સુનતા હે,
    નહિ સાદ સુને ફરિયાદીઆકા,
ચિન ચાદીયા હે ગીત વાદીયાકા,
    નહિ ગોસ્તા આસન ગાદીઆકા
મુખવાજ નહિ નેશદાઝ નહિ,
    ઓર કજ કિયા ખુમ શાદીયાકા,

એસા ઠાકર ચાકર સંગ કિયા,
ઓર પંથ લીયા બરબાદીઆંકા— ૫

વિદ્વાન નહિ બુદ્ધિમાન નહિ,
બલવાન નહિ મુચ્છ મોડતા હે;
રાજકાજકા વો તલભાર નહિ,
દીન રાત શિકાર પેં દોડતા હે.
રાજરીત નહિ જામેં નીત નહિ,
ગોલે ગોડીઆં સેં ચિત જોડતા હે;
એસા ઠાકર તો રાજધાનીઆં સેં,
ફૂલવાનીઆં કોં તરછોડતા હે— ૬

પ્રજા પ્યાર કરે ખમકાર કરે,
ફૂલહાર ધરે નામ રામકા હે;
પાંવ ભેટ ધરે પરણામ કરે,
રજ શીશ ધરે ધણી ગામકા હે.
કુળવાન બડે ઘર નારીયાં જો,
તાપે તાકતા આપ હરામકા હે;
બેન બેટીયાં મુખ સેં બાપ કહે,
ઓર બાપ તો એક બદામકા હે— ૭

કવિરાજ કહે બાપુ લાજ રખો,
નહિ લાજતા હે ઓર ગાજતા હે;
નહિ બાપકા મારગ દેખતા વો,
દિન દેખતા હે નહિ દાજતા હે.

બડે હાથીઆંકા શણગાર વો તો,
શણગાર ગધા પીઠ સાજતા હે;
મેરા ઠાકર ચાકર રંગ ચડ્યા,
નર નીચકે સંગ નીવાજતા હે— ૮

ઇતિહાસ કથા કબી વાંચતા ના,
ઇતિહાસ કી વાત પેં રૂઠતા હે;
જગ પેખનેમેં દ્રગ ઝેર ભરી,
ઓર દેખને મેં બડી [1]દુઠતા હે.
વણી દોષ ભરી ઓર રોષભરી,
વાકી ઉભડી મે મન જૂઠતા હે;
મેરા ઠાકર ચાકર સંગ કરી,
અધ[2] પોર ચડે ફીર ઉઠતા હે— ૯

મન હાજીયા[3] કો હદ પાર કરે,
હદપાર કરે મન હતિઆંકા;
ઓર જુતીઆં માર નિકાલ દેવે,
જાકા મુખ હે લાયક જુતીઆંકા.
ખૂદ કાજ કરે ગામ ગામ ફરે,
રાજદંડ ધરે જમહતીઆંકા;
મેરા રાજવી મજાન પાન પડે,
તબ રંગ ચડે રજપૂતીઆંકા—૧૦

---

૧ ઉપદ્રવતા ૨ દસ વાગે ૩ ખેટા ખુશામતીઆ

# પોતાના અંતરજામીને—

નીચેના લખેલ સોરઠા દુહા છે, દરેક વર્ણમાં જુદી જુદી શાખા (અટક) હોય છે તેમ ચારણોમાં મારી શાખા "કાગ" છે, જેથી મારા જ આત્માને સંબોધન કરી આ સોરઠા લખેલ છે. એમાં જુદા જુદા પ્રસંગો આલેખ્યા છે.

•

કકરી ધરતી કાગ, ભવ લગ ભુલીશ ના;
એમાં લેણી આગ, દેહું બળશે દુલીઆ. ૧

(હે કાગ ! સ્મશાન ધરતીને યાદ રાખજે કારણ કે માણસનો છેલ્લો વિસામો ત્યાં છે. એમ ન માનીશ કે અમર રહેવું છે)

જેની લાગે જોડ, (એને) માયાની મીઠપ નઈ;
કાગા વાતું કોડ, પંડને સુખ ન પાલવે. ૨

(હે કાગ, જગતમા જે માનવી પોતાને મન માન્યું હોય તેવો મિત્ર ભાઇ કે સ્ત્રી, મરી ગયા પછી ગમે તે ઉપાયથી પણ તેને અંતરનું સુખ કદીએ થતું નથી.)

હરિયા અષાઢે હુવા, દાઝળ ડુંગરડા;
(પણ) કાગા કોળે ના, મનનાં બળીયલ માનવી. ૩

(હે કાગ, અષાઢ મહિનાના વરસાદથી ઉનાળામાં બળી અને કાળા થઇ ગએલા ડુંગરાઓ લીલાછમ બની ગયા. પણ જેનું ચિત્ત બળી ગયું છે એવા માનવી કોઇ દિવસ લીલાં બનતા નથી.

વાદળ દળ મળીએ વળી, મે બારે મંડાય;
(પણ) કાગા નવ કોળાય, મુઠલ હુંદા સાગના ૪

(હે કાગ, બારે વરસાદ વાદળી દળ મળી એક સાથે વરસવા માંડે પણ ગીરમાં લાગેલ અગ્નિથી બળી ગએલ સાગના હુંઠા કોઈ દિવસ કોળાતા નથી)

ઉપર ઊજળીઓ થીઓ, મચ્છના પેટ મસાણ,
(એથી) મારો જગ સજાણ, કાગા રંગનો કાગડો ૫

(ઉપરથી બગનો ધોળો લાગે છે પણ એના પેટમાં તો માછલીઓનું મસાણ છે એના કરતા ભીતર બાહીરથી એક જ દેખાતો કાળા રંગનો કાગડો મારો છે)

મન મેલા તન ઊજળા, એવી ભાત અનેક,
ધન્ય કાળુડા કાગને, બાહીર ભીતર એક ૬

(બગલા વગેરે ઘણા પખીઓમાં બહારથી ઉજળા પણાનો દંભ હોય છે મનમાં ઘણો મેલ હોય છે, એના કરતા પોતે જેવો છે તેવો દેખાતો કાળુડો કાગ સારો છે)

છાના કે સ્વારથ હતા, ટક ટક કરતા ટેલ,
(એને) કાગા કાઢી મેલ, મનના મેલા માનવી. ૭

(હે કાગ સ્વાર્થી માણસો હૈયામાં પોતાને સાધવાનો સ્વાર્થ મધરી અને સેવા કરે છે, શુદ્ધ ભાવથી નથી કરતા એવા દગાખોરની મિત્રતા છોડી દે)

એકરંગાં ને ઊજળાં, ભીતર બીજી ન ભાત;
(એને) વાલી હવલી વાત, કેજે દિલની કાગડા. ૮

(હે કાગ, જેનો એક જ રંગ છે, બહારથી તથા અંદરથી જે સરખા છે, એવા માણસને જ સુખ દુઃખની વાત કરજે.)

સંગ કરીએ સજન તણા, કદીએ નોય કફાત;
ઘટમાં થાશે ઘાત, કકૂરે સંગે કાગડા. ૯

(હે કાગ, સજ્જન માણસોની મિત્રતામાં કોઇ દિવસ ભૂંડું થતું નથી, પણ ખરાબ માણસોના સહવાસથી ચિત્તમાં ઘા લાગે એવી ઘાત થશે)

કમતીઆંને લાખું કરો, એક દી ઉણપ થાય;
(તો) ભવના ભૂલી જાય, કરીયલ ગણને કાગડા. ૧૦

(હે કાગ, ખરાબ બુદ્ધિવાળા હલકા માણસોને લાખો ગુણ કરશો પણ એક દિવસ એવું કામ નહિ થાય તો આખી જીંદગીના કરેલ ગુણોને તે ભૂલી જશે)

મનમકાં માનવીઓ તણાં, વધતા દન દન વેમ;
(પણ) કાગા કરીએ કેમ, પાનાં એ સાથે પડયાં. ૧૧

(હે કાગ, અતિ કંજૂસ માણસો દિવસે દિવસે જુદા જુદા ? ગો કરે છે. સજ્જન માણસો પ્રત્યે હલકા વહેમો આરોપે છે. પણ એનો શું ઉપાય કરીએ ? કારણ કે એની સાથે વસવાટ થયો.)

મનમાં મુખવાવળાં, તનમાં ભૂંડા તોગ,
(એને) કાગા મેલ્યે કોગ, મુરખ મનનાં માનવી. ૧૨

(હે કાગ, જે ઘણા જ કજૂસ હોય, બહુ મિથ્યા બોલનાર હોય, જેના અંગમાં ખરાબ કામોના આવેશ હોય, એવા મુરખ માણસોનો સહવાસ કરીશ મા.)

જડ જાણીને ઝાડને, મનથીય મારીશ ના;
કાગા કાપીશ ના, એમાય બેઠો આતમો. ૧૩

(હે કાગ, ઝાડવાઓ હાલતા ચાલતા કે બોલતા નથી એમ ધારી એને નકામા કાપીશ નહિ. માનજે કે એની અંદર પણ જીવો રહ્યા બેઠો છે)

ચકલાને ચૂંથીશ ના, રોશે હૈયા ફાટ,
કાગા એ કકળાટ, પરભુ જાશે પાલટી. ૧૪

(હે કાગ. તારાથી નીરબળ એવા ચકલાઓને મારીશ નહિ કારણ કે તે તને પરેશાની થાય તેમ નથી, એટલે છાતીફાટ રોઇ અને નિસાસા નાખશે. એનો આત્મા કકળી ઉઠશે એવા ગરીબોના કકળાટથી તને સદાય નેહાળ પ્રભુ તારા હૈયામાંથી ખસી જશે)

મુખ મીઠા લાલન લવે, દિલ બીતર દગા,
(એને) કાગા કરીએં ના, ઉંડી વાતું આપણી. ૧૫

(હે કાગ, મોઢેથી મીઠું મીઠું બોલનાર અને જેના મનમાં દગા એની ખાત્રી હોય એવા વિશ્વાસઘાતી માણસોથી છેટા રહીને આપણા અંતરની જરી વાતો તેની આગળ કદીએ ન કરીએ)

દુનિયા જાકારા દીએ, એની ઓજ્પ ના;
ભૂંચે ભોંઠપ ના, કુડા નરને કાગડા. ૧૬

(હે કાગ, કૃતઘ્ની માણસોના ખરાબ કૃત્યથી જગત એનું મોઢું જોતી નથી. અને આગણે આવે તો જાકાર આપે છે. તો પણ એ ખોટા માણસોને એના ભૂંડા કૃત્યની શરમ કોઇ દીવસ આવતી નથી.)

દૈવ રૂઠે દન પાલટે, ભલા ભૂલી ગ્યા;
(એને) મરતાં મટીઆ ના, કાળજ ડાગા કાગડા. ૧૭

(હે કાગ, પ્રારબ્ધયોગે અથવા વિષમ કાળમા સારો માણસ પણ ભૂલ કરી બેસે છે. પણ એ સજ્જન માણસના ચિત્તમા એની શરમનો ડાઘ મરતા સુધી મટતો નથી.)

ઘણા દનડા વે ગીયા, વાતું વીસરીઆ;
(પણ) ભલાં ભૂલે ના, કરીયલ ગુણને કાગડા. ૧૮

(હે કાગ, સજ્જન માણસ પર કરેલા ઉપકારને વર્ષો વીતી જાય એ વાતને સૌ કોઇ ભૂલી જાય પણ પોતાપર કરેલા અહેશાનને કુળવાન માણસો કોઇ દિવસ ભૂલતા નથી)

અવરાંને આપ્યાં તણાં, રૂદીએ રાખે ના;
ભલાં ભાખે ના, કરીયલ ગુણને કાગડા. ૧૯

(હે કાગ, બીજાઓ પર કરેલ ઉપકારનું અભિમાન સજ્જન માણસો કદી પણ રાખતા નથી. અને બીજાઓને કરેલી મદદનાં વખાણ પોતાનાં મોઢાથી ક્યારે પણ કહેતા નથી)

પણ સારાં કે મીઠાં હોતા નથી, છતાં પણ આપણે બાવળને ઉછરીએ છીએ કારણ કે ખેતરની રક્ષા માટે એની વાડ થાય છે.)

જાશે છગુરે હથડે, ઇણુરાં હોશે ચાર;
ગોલાં ખળ ગેમાર ને તોપ છરી તલવાર. ૨૭

(હે કાગ, નીચ, મુંઢ અને કપટી માણસ તથા તોપ, છરી અને તલવાર એટલે હથિયાર એ જેને હાથ પડે તેનાં જ થઇ જાય છે.)

મન મેલાં માનવ તણાં, મુડદાં બળે મસાણ;
(એની) કાગા કરશે કાંણ, મોઢાં મોઢાં માનવી. ૨૮

(હે કાગ, ખરાબ કામ કરનાર ભલે ઘણો પરાક્રમી હોય પણ એ જ્યારે મરી જાય છે, ત્યારે એનો ખટકો કોઇ પણ માણસને થતો નથી. વહેવારીક રીતને લઇ એનો ખરખરો કરવા માણસો ધીરે ધીરે આવે છે)

ભવલગ ભૂલાશે નહિ, સૂતાં મર સમશાણ;
કાગા કાયમ કાંણુ મીઠાં માનવીઓ તણી. ૨૯

(હે કાગ, સજ્જન માણસો ભલેને મરી જાય પણ એને આખી જીંદગી સુધી કોઇ પણ વીસરતું નથી. એ મીઠાશવાળા માનવીની કાંણ તો દરેકના હૈયામાં કાયમ રહે છે)

મીઠપ વાળાં માનવી, જગ છોડી જાશે;
કાગા એની કાણુ તો ઘર ઘર મંડાશે. ૩૦

(હે કાગ, પરઉપકારી સજ્જન માણસ આ દુનિય છોડી જ્યારે ચાલ્યો જશે ત્યારે એની કાંણુ તો ઘરોઘર થાશે.)

ઘર આવ્યા ઘણુ પોંખીઆં, (પણ) મીંટુંય મળીયું ના;
(એવાં) માનવ મારીશ ના, થોડી વયમાં ઠાકરા ! ૩૧

(હે ઠાકર (ઇશ્વર) વરકન્યા પરણીને ઘેર આવ્યા હોય, અહેને પોંખ્યાં હોય, હજુ તો એ બન્ને માણસની ચારે આંખ સામસામી મળી ન હોય એજ વખતે તેનું આયુષ્ય ખૂટ્યું હોય તો પણ તેને મરવા ન દેજે)

આણાત વળ્યાં ઉતાવળાં, કેડે માફા હોય;
તે દીજ તૂટી હોય, (તો) સાંધી દેજે સામળા. ૩૨

(હે ઇશ્વર, પીયરમાથી માફામાં બેસીને કન્યા સાસરે આવતી હોય, પહેલું જ આણુ હોય, પતિ સ્ત્રીની ગહ જોતો હોય, તેનું ગાડું હજુ રસ્તે હોય, તે વખતે બન્નેમાથી કોઇનું આયુષ્ય ખૂટ્યું હોય તો સાધી દેજે.)

માંડવ પગડા મેલિયા, (પણ) ચોરી ચડીઆં ના;
(એવાં) માનવ મારીશ ના, થોડાક દિવસ ઠાકરા. ૩૩

(હે ઇશ્વર, લગ્ન પત્રિકા આવી ગઇ હોય, જાન સસરાને ગામે પહોંચી ગઇ હોય, ચોરી પણ બાંધીને તૈયાર કરી હોય, ફક્ત ફેરા ફરવા બાકી હોય એવાં માનવીને એ સમયે મારીશ મા. થોડાક દિવસ એને જીવતાં રાખજે)

ગણુ કરીઆ ગોખ્યા કરે, અવગણુ ભૂલી જાય;
કાગા એ કેવાય, મોટા મનનાં માનવી. ૨૦

(હે કાગ, મોટા મનવાળા કુળવાન માણસોના કરેલા બધા અવગુણને એ ભૂલી જાય છે અને ક્યારેક એના પર કરેલ ઉપકાર હોય તેનું જ સ્મરણ કર્યા કરે છે.)

ચીંચુડે ભરડે સદા, (તોય) મીઠપ મેલે ના;
કાગા એ કળા, મોટાં માનવીઓ તણી. ૨૧

(હે કાગ, આ જગતમાં મોટા માણસોને ઘણાં કષ્ટો પડે છે. જેમ શેરડીને ચીંચુડામાં પીલે છે છતાં તેમાંથી ગળપણ જતું નથી. તેવી જ રીતે મહાપુરુષો ગમે તેટલું સંકટ પડવા છતાં તેનાં સત્ય અને ધીરજ કદી પણ છોડતાં નથી)

આભ તૂટે આડા દીએ, ટેકા હાથ તણા;
(પણ) આંજસ આણે ના, કદીએ મોટા કાગડા. ૨૨

(હે કાગ, આકાશ ખળભળે તો હાથના ટેકાથી ઊંચું રાખે. અટલે કે સાધારણ માણસથી ન થાય એવાં મહાન કામો મોટા માણસો કરે છે છતાં એનો અહંકાર હૃદયમાં લાવતા નથી)

આપ બળે પર ઓલવે, લેનાં લડથડીઆં;
ઘડનારે ઘડીઆં, કોક કોક માનવ કાગડા. ૨૩

(હે કાગ, પોતાનું સર્વસ્વ બળતું મૂકીને પણ જે બીજાની બળતી આગ ઠારી દે, તે કામ કરવા પોતે અશક્ત હોય છતાં પોતાના

શરીરની પણ પરવા કર્યા સિવાય કરવા દોડે તેવાં માનવી ઇશ્વરે કોક જ બનાવ્યાં હોય છે.)

કુટયાં પીટયાં કાંતીઆં, અંગડાં વેતરીઆં;
તોય તજીઆં ના, રંગે ઉજળીઓ રૂહડાં. ૨૪

(હે કાગ, રૂ ઉપર કેટલાં દુઃખ પડે છે. એને ચરખામાં નાખે છે, પછી ખુબ કુટે છે, પછી એના તાર બનાવે છે, કપડું થયા પછી દરજી એનાં અંગે અંગ કાપી નાખે છે છતાં પોતાનો ધોળો રંગ રૂ તજતું નથી. એમ સજ્જન માણસો ગમે તેટલા કષ્ટમાં પણ સત્ય તજતા નથી.)

તાપેં બળીઆં તેલ થીઆં, ફૂલ ઘણે ફેરીઆં;
(તોય) નામ ન વીસરીયા, (જેણે) કરીયાં મોટાં કાગડા. ૨૫

(હે કાગ, ગુલાબ ચપો કેતકી વગેરે ફૂલોનાં અત્તર તથા તેલ બનાવવા એને દિવસોના દિવસો બોળી રાખે છે. પછી અગ્નિમાં તપાવે છે. પીલીને એનુ તેલ કાઢે છે. એ તેલ અનંત ઠેકાણે ભટકે છે. એટલા સસ્કાર થયા પછી પણ એ પોતાને ઉત્પન્ન કરનાર છોડને વીસરી જતાં નથી જેમ કે તેલ અથવા અત્તર એ જો ગુલાબનું હોય તો ગુલાબનું કહેવાય છે. અથવા ચપાનું કે કેતકીનું પણ એ બીજાનું બની જતું નથી )

પેસે કાંટા પાવમાં, ફૂળ ભૂંડાં ફળીઓ;
(તોય) બોયે બાવળીઓ, કરવા વાડયું કાગડા. ૨૬

(હે કાગ, બાવળના કાંટા પગમાં લાગે છે તેનાં ફળ (પરડા)

મા મરી ને મડદું પડ્યું, છોરૂ ઉર ચડે;
(એને) ધાવણ ધાવવા દે, થોડીક ઘડી ઠાકરા. ૩૪

(ધાવણા બાળકની માતા મરી ગઈ હોય; બાળક જાગીને એના મુડદાને પપાળતુ હોય, માતા બોલતી નથી પછી છાતી પર ચડી માતાનું સ્તન મોઢામાં લઈ બાળક ધાવવા માંડે પણ દૂધ ક્યાંથી આવે? હે ઈશ્વર, એ માતાને ઘડીક જીવતી કરી એના બાળકને છેલ્લી વખતનું દૂધ પાવા દેજે)

કુંજે, વાદળ વીંધીઆં, ઉડીને ઉપડીયું;
બચળાં મેલ્યાં બેટમાં, પાપી પેટડીયું. ૩૫

(કુંજ પોતાનાં બચ્ચાંઓને બેટમાં મૂકીને ઉડી નીકળી. આખો આભ વીંધીને જ્યાં ચણ મળતી હતી તે દેશમાં ચાલી ગઈ. કારણ કે પાપી પેટ ભરવાનુ હતું.)

વીર શીકારી સાંભળ્યે, દુઃખની દાડડીયું;
પોટા પરદેશણ તણા, જોવે વાટડીયું. ૩૬

(દૂર દૂર દેશમાં ગએલી કુંજ સામે શીકારી બંદુક તાકે છે. કુંજ શીકારીને ભાઈ કહીને વિનંતિ કરે છે કે હે વીર શીકારી, મારી દુઃખણીની વાત સાંભળ, હું પરદેશમાંથી અહીં પેટને ખાતર આવી છું. બેટમાં મુખ્ય નિરાધાર બચળાં મારી વાટ જોતા હશે)

જોતી અમ બચળાં તણી, આંખ્યું ય ઉઘડીયું;
જાવા દેને જીવતી, (એનુ) જોવા મુખડીયું. ૩૭

( હે ભાઇ હું આરી ત્યારે માળાં બચ્ચાં તો હજુ ઇંડામાં હતાં. એની આંખ પણ ઊઘડી નહતી. એ નીરાધાર બચ્ચાંનું મોઢું જોવા મને એકવાર જવા દે. )

ડોકડીયું લાંબી કરી, કકળે કુંજડીયું;
ઉડીને પાછાં આવશું, (પછી) ચીરો ચાંખડીયું. ૩૮

( કુજ લાંબી ડોક નીચે નમાવીને કકળાટ કરે છે કે હે ભાઇ શીકારી, અત્યારે મને જીવતી રહેવા દે. હુ મારા બચ્ચાને જોઇ આવું અને ઉડીને પાછી આજ ઠેકાણે આવીશ પછી તને ફાવે તેમ મારું શરીર ચીરજે. )

પરઠે રોટી પકડવા, ભાળીને ભૂલીશ ના;
ચતુર ચુકીશ ના, કુળનું ડાપણ કાગડા. ૩૯

(હે કાગ તને પકડી લેવા અને પીંજરામા પૂરી દેવા કોઇ રોટલો બતાવે તો તુ ભૂલી જઇ પાસલામા ફસાઇ પડતો નહીં. કારણ કે ચતુર કાગડાઓ એમ ક્યાય પણ પકડાઇ જતા નથી)

ઈંડાં જો અવરાં તણાં, તારે માળે મુકી ઘે,
(એને) સોડયે સાચવજે, કેવાય થાપણ કાગડા. ૪૦

(હે કાગ, તારા માળામા તને છેતરવો ધારીને કોયલ ઇંડાં મૂકી જાય તો પણ તે ઇંડાને તારી પાંખમા રાખજે, કારણ કે એ તો થાપણ કહેવાય )

માળે મેલીને ગીઆં, ચાહે છેતરવા;
(એનું) વેરજ વાળીશ ના, કુણાં સામું કાગડા. ૪૧

(હે કાગ તને છેતરવો ધારીને તારા માળામાં કોયલ ઈંડાં મૂકી જાય છે એનો મનમાં દાગ રાખી એ કોયલનાં કુમળાં બચ્ચાં સાથે વેર લેજે નહિ)

બચળાં થાશે બોલશે, એમાંય આતમ છે;
(એને) મોટે સેવી દે, (ભલે) કોયલ-ઈંડાં કાગડા. ૪૨

(હે કાગ, એ ઈંડાંમાં આત્મા છે. એમાંથી સુંદર બચ્ચાં થશે અને કુહુ કુહુ બોલશે માટે ભલેને કોયલનાં હોય તો પણ તું તો મોટું મન રાખી તારા ઈંડાંની સાથે એને પણ સેવી દે જે)

પોટા નાં પોતા તણા પાળે પંખીડાં;
(પણ) બચળાં બીજાનાં, કોક જ સેવે કાગડા. ૪૩

(હે કાગ, પોતાનાં બચ્ચાઓને તો સૌ કોઈ ઉછેરે છે એમાં કાંઈ નવાઈ નથી. પણ બીજાનાં બચ્ચાંને તો તારા જેવો કોક જ મોટાં કરે છે)

ભાળે આંખડીએ ભુવણ, પ્રેમ જ પંખીના;
(તારો) ભોગ જ ભાળે ના, કદીએ માનવ કાગડા. ૪૪

(હે કાગ, તમામ પક્ષીઓના સંયોગને આખી દુનિયા જોઈ શકે છે. પણ તું તો એવો ચતુર અને શરમવાળો છો કે તારો સંસાર વહેવાર કોઈ પણ માણસ જોઈ શકતું નથી)

તન કાળો મન ઊજળો, ચતુર ચાંચાળો;
ભણતાં નવ ભાળ્યો, (પણ) કુળનું ડા'પણ કાગડા. ૪૫

(હે કાગ તું રંગે કાળો છો પણ ચિત્તનો મેલો નથી કારણ કે તારામાં દંભ નથી જેવો છો તેવો જ જગતને દેખા છો. તારામાં, ચંચળતા, ચતુરાઇ તથા પરઉપકાર એ તને ભણતાં જોયો નથી પણ એ તો તારા કુળનું ડાપણ છે.)

છેતરવા ચાહે ઘણા, ચતુર ના સપડાય;
જુઠાંને જાણી જાય, કામણવાળો કાગડો. ૪૬

(હે કાગ, તને છેતરી ને પકડવા માણુસો ઘણા ઘણા ઉપાય કરે છે પણ કપટી માણસોને તું દૂરથી જ પારખી લે છો એવું તારી બુદ્ધિમાં કામણ છે.)

ભોજન મીઠું ભાળતાં, દગો દરશાવે;
સૌને સમજાવે, કળ કળ બોલીને કાગડો. ૪૭

(હે કાગ, પક્ષીઓને પકડવા માટે પાસલાની આસપાસ મિષ્ટાન્ન મૂકયું હોય છે તેની તને સૌથી પહેલાં ખબર પડી જાય છે એટલે દૂર દૂર ઉડીને કળ કળ એવા મોટા શબ્દથી તું બધાં પક્ષીઓને દગાની ચેતવણી આપે છે.)

કળ કળ બોલે કાગડો, સ્વાદે ચડશો ના;
જમવા જાશો ના, પંખીઓ એમાં પાસલો ૪૮

(હે કાગ, તું બોલી બોલીને બધા પક્ષીઓને સમજાવી દે છો કે હે પક્ષીઓ, મિષ્ટાન્નના લોભથી કોઇ ખાવા જશો નહીં, એ તો પંખીઓને પકડવાનો પામલો છે.)

કુડા ને સાચા કોકના, ઘાટ જ ઘડીએં ના,
ચતુર ચડીએ ના, કોઇને વાદે કાગડા. ૫૦

(હે કાગ, જગતમા બીજા માણસો સાચા છે કે ખોટા છે, બળવાન છે કે નબળા છે એવા પારકા વિચારો કરવાથી કાંઇ ફાયદો નથી તેમ કોઇની દેખાદેખી કરીને પોતાની શક્તિ સિવાય વર્તન કરવાથી પણ નુકશાન થાય છે.)



# સ્વામી ક્યાં શોધણ કરું !

નીચે જેના મરશીઆ (મરવા પછીથી બનાવેલ) સોગ્ય છે તે એક હિંદી સંત હતો. ઉમર લગભગ મારા જેટલી જ હતી. મજાદર ઓચીંતો તે આવી ચડયો. અમારે મનનો મેળ જામી પડયો, મિત્રતા બંધાણી. ત્યાર પછી તે તુલસીસ્યામ રહેતો હતો. હું પણ ઘણો ભાગ ત્યાંજ રહેતો. અમારે સાથે જ રહીને સારાં ધર્મકાર્ય કરવા એમ ચોક્સ ઠરાવ કર્યો હતો. પણ ત્યાં તો મારાથી નાનોભાઇ સવંત ૧૯૮૩ના જેઠ મહિનામા અઢાર વરસની ઉમરે ગુજરી ગયો. એ સંતને એની ફાળ પડી કારણ કે હવે તો મારે મજાદર જ રહેવું જોઇએ, ઘરમા બીજું કોઈ નહીં. એ સંત તુલસીસ્યામથી મજાદર મારા ભાઇને ખરખરે આવતો હતો પણ આ વખતની મારી દશા જોઇ ન શકયો અને કાઠિયાવાડમાં છેલ્લી રાત એ રાજુલે રહ્યો અને ત્યાંથી તુલસીસ્યામની ગાયો માટે કપાસીયાની ટેલ કરવા મુબઇ ચાલ્યો ગયો પણ તેણે રાજુલાથી અન્નનો ત્યાગ કર્યો હતો. મધ અને પાણી પર શરીર રાખવા માડયું. છેવટ અષાઢ સુદ ૧૫ એટલે ત્યાર પછી એક મહિને એ સત મિત્ર મુબઇમા જ ગુજરી ગયો. એના માઠા સમાચાર મને મજાદર મળ્યા. તુરત જ એક ભજન ગવાઇ ગયુ. જે કાગવાણીના પહેલા ભાગમા છે અને ત્યારપછી નીચેના મરશીયા ચાલ્યા

•

અંતરમાં બળતી આગ, જાળોહર જપતી નહિ;
(ત્યાં) જો ઝોકી જગ તાગ, બાવલીએ બાથું ભરી.

(મારા હૈયામા નાના ભાઇના મરણની આગ ઘડીએ ઓલાતી નહીં, ત્યાં આ બાવે બાથ ભરી અને અદર પોતાના મરણ રૂપી લાકડાં નાખ્યા)

કરૂરે તારી કાગ, આવાથી બેસાણું નઈ;
એ ઝોકયાં એરાક, છુટે પટે સ્વામીએ;

(હે કાગ, તારી ભૂંડી દશા જોઇ આવાથી બેસી રહેવાણું નહી એટલે આ જગતમાંથી એણે જીવનનો ઘોડો કાળના જંગલમાં ઉપાડી મૂક્યો)

જોગી ગયો જગતાગ, જેને માસેં જીવતો;
હવે કોણ અવાદે કાગ, પાંજર આ પ્યારૂં થયું.

(હે કાગ, જેના મિત્રતા રૂપી શ્વાસથી તારૂં જીવન હતું તે તો આ જગત છોડી ચાલ્યો ગયો. હવે તને કયા સ્વાદે આ દેહ પિંજરમાં વસવું મારૂં લાગે છે)

કરૂરાં ભાણું કાગ, જેના મોઢામાં મીઠપ નઈ;
ભલાં ગ્યાં ભવતાગ, સ્વામી કયાં શોધણ કરૂં.

(હે સ્વામી, હવે તો જગતમાં તારા જેવા મીઠાશવાળાં માનવી જોવામાં આવતા નથી. સંસારમાંથી મરી ગએલાની શોધણ કયાં કરવી ?)

કોળે ન આતમ કાગ, અવર ભિખારી ભાળતાં;
સ્વામી તો મર તાગ, ભેડક લઈ ભુપાં તણો.

(સંસારમાં ભીખ માગનાર બાવા તો ઘણા છે તે જોઇ મારો આત્મા પ્રસન્ન થતો નથી, કારણ કે તું બાવો હતો પણ સત્યને ખાતર ગમે તેવા મોટાની સામે પણ લડવાનું તાગમાં સામર્થ્ય હતું.)

રાજુલાની રાત, સાધુ સોરઠમાં રીયો;
અલ સ્વામી ગુજરાત, ભવમાં એ ભાળીશ નઈ.

(હે સંત મિત્ર, સોરઠ દેશમાં છેલ્લી રાત તું રાજુલામાં રહ્યો હતો અને પછી ગુજરાત ભણી ગયો તે ગયો જ, હવે તને હું આ જીંદગીમાં ક્યાંય ભાળીશ નહિ.)

સ્વામી અમ સુવાગ, પરદેશેં પોઢણુ કરી;
કઇ દશ જોવે કાગ, (તારાં) ઘોડાં આવે ઘૂમતાં.

(હે સ્વામી, તું મારૂં આભુષણ હતો. તેં તો પરદેશમા જઇ શરીરનો ત્યાગ કર્યો. હવે કઇ દિશાએથી ઘોડેસ્વાર થઇને તુ આવીશ કે તે દિશામાં તારી વાટ જોઉ !)

સુકાશે વન સાર, પાણી કોઈ પાશે નઈ,
રોપાંનો રખવાળ, ગામતરે સ્વામી ગીયો;

(તુલસીશ્યામની વનરાઇમા ફુલઝાડ રોપ્યા છે તેને પાણી કોણ પાશે? એ રોપાની રક્ષા કરવાવાળો સ્વામી તો સ્વર્ગને ગામતરે ગયો.)

ભેરાસર ભેકાર, કુંડજળ ધાશે કરડવા;
ઝાલરના ઝણુકાર, સુના લાગે શામના.

(તુલસીશ્યામના એ મોટા મોટા ઓરડા બગલા અને ગરમ પાણીના કુંડ હે સતમિત્ર તારા વિના એ બધા જાણી બટકા ભરતા હોય એમ લાગશે શ્રી શ્યામજી મહારાજની આરતીની ઝાલર તારા વિના સુનકાર લાગશે.)

અંગથાતો ઉચાટ, મહિને દી મળવા તણો;
(હવે) વસમી ગીરની વાટ, ખોડે પગ કીં ખુટશે.

(હે મિત્ર, એક મહિને દિવસે તો તને મળવા એકદમ આતુરતા થતી અને એ તારા સ્નેહમાં ગીર ડુંગરાના વિકટ રસ્તા સડક જેવા લાગતા, હવે તો જાણે પગ ભાગી ગયા હોય તેમ એ ગીરની ભયંકર વાટ કેમ ખૂટશે ?)

સ્વામી જાણુ સજાણુ, આંયાં વળતાં આવશે;
વળીઓ નઈ વધજાણુ, કેડા પ્રેમંડના કર્યાં.

(હે મિત્ર, રાજુલાથી તુ સીધો મુંબઈ ચાલ્યો ગયો ત્યારે મેં એમ આશા રાખી હતી કે તુ વળતાં મજાદર આવીશ પણ તું તો આકાશને અગોચર માર્ગે ચાલ્યો ગયો.)

સ્વામી રાખીને ચોંપ, ઉવાટે આવી ને ઊભતો;
કાગને થયેલ કોપ, હૈયાની સાંભળવી હતી.

(હે સ્વામી, મારા દુઃખમા ભાગ ભળવા તું તુરત જ આવતો, આજે મારા પર દુઃખનો સમુદ્ર ફરી વળ્યો છે. તેની વાત સાંભળવા તા આવવું હતું !)

ભળતો જેમાં ભાગ, તે દુલાને દકળાં પરયાં;
અંગમા લાગેલ આગ, કોહાની કસ્વી હતી.

(હે મિત્ર, તુ મારી સાથે જેમાં ભાગ લેતો હતો તે તો આજે

માગ પર-અનહદ પડ્યાં છે. (દુખ) અને માગ અંગે અંગમાં આગ-બળે છે. મારા કોણની ધખ ધખતી વાતું તારે સાભળવી તો હતી.)

જાવું સૌને જોય, એનો અંતરમાં અંદેશો નઈ,
પણ ભરખક રઈ ભવોય, સુખો સુખ મળવા તણી.

(હે મિત્ર, એક દિવસ રાજા અને રંક સૌ પ્રાણી માત્રને મરી જવું છે. એ વાતનો મને કંઇ સંદેહ નથી પણ તને છેલ્લી વખતે મળવાની આશા રહી ગઇ તે મારાથી જીંદગીભર ભુલાય તેમ નથી.)

ગીરમાં ગયેલ ગામ, પા'ડે ચડ પોત્સું કરી;
(પણ) અમણો આતમરામ, બાવલીઓ બોલ્યો નઇ.

(ગીરમાં હું એકવાર ગયો હતો, ડુંગરે ડુંગરે ચડી સાદ કર્યા. પોત્સુ કરી પણ મારો આત્મારામ તે બાવો કયાય બોલ્યો નહિ)

❧

# બાળ મિત્ર

આ તો જૂગ જૂની આજથી પચીસ વર્ષ આગળના જમાનાની વાત છે મારી નાનપણની સૃષ્ટિની વાત છે. એ બધુ મારે શા માટે લખવુ જોઇએ ? ફક્ત એટલા જ માટે કે હુ જેની વાત લખવા માગુ છુ એ જાતની સૃષ્ટિ મારી આસપાસ હતી આહીર, ખમીઆ, બામરીઆ ગિરમીઆ એ ગામમા એ વખતે દારૂ પીવામા પાવામા એવી એવી મીજલસો કરવામા, ચોરી કરવામા કાઢવામા બાવરીઆ એને આશરો આપવામા પોતાથી બીજા માણસો થથરે એવા વર્તનમા ગૌરવ મનાતુ એ માણસોમા એ વખતના અનિષ્ટ તત્ત્વોમા ઘણા જ પડયા હતા પણ સાથોસાથ સાચી માણસાઇને છાજે એવા સરસ તત્વો પણ હતા

ભોળાપણુ હૃદયની નિખાલસતા ગરીબી, બીજાની બહેન દીકરી સામે કુડી નજર ન કરવાનુ, ગમે તે અને ગમે તેટલા આખની ઓળખાણ સિવાયના દેશી પરદેશી આવે તો તેની મહેમાનગતી કરવાનુ, ગરીબો પ્રતી ઉદાર વૃતી મિત્રતા સાચવવા માટે પ્રાણ સુદ્ધા આપવાની ટેક પાળવાનુ ઊચુ તત્વ પણ હતુ

આજે મને એ બધા દિવસો એટલા માટે યાદ આવે છે કે એ માણસો ખરે વખતે તોપના મોઢામા ઓરવા જેવા હતા, નિડર અને અડીખમ હતા આજે નવા જમાનામા એ માણસો હોત તો એના એ ખરાબ તત્ત્વો નાશ પામી નવાયુગના સરસ માણસો બનત

મારી આસપાસના જગતમા સાગણીઆ કટારા વગેરે ઠેકાણા એવા હતા કે જ્યા મહેમાનોને અથવા કોઇ પણ માણસને નીમ હોય તો પણ જબરજસ્તીથી દારૂ પાવામા આવતો હતો એમા એ

મોટાઇ માનતા હતા. પણ હીપા મોભને મે એક જ વાર કહ્યું કે "તમારે કોઇપણ માણસનું દારૂ બાબતનું નીમ તોડાવવું નહી." ત્યારપછી એ માણસ જીવ્યો ત્યાં સુધી એવી મહેફીલોમા કોઇ આણસને એણે દારૂની તાણ કરી ન હતી. જેને લઇને ઘણા માણસો દારૂ પીતા બંધ થઇ ગયા હતા હવે એ બાબતની થોડી વાત નીચે લખુ છું.

આતો મારા નાનપણની વાત છે. તેર વરસની ઉમરે હું ગાયો ચારતો હતો. મારા પિતાશ્રી ને ત્યા સાઠેક ગાયો હતી. ભેંશો પણ ત્રીશેક હતી. મને નાનપણથી જ ગાયો ચારવાનો શોખ લાગેલો. પગમાં જોડા વિના અને માથે પાઘડી વિના હુ ગાયો ચારતો હતો.

મજાદરમા ચરાણની તાણ જેથી પીપાવાવ, ઝોલાપર એ ગામોની સીમમા પણ ગાયો ચરવા જતી આખો દિવસ મારે વગડામા જ વસવાનુ હતું.

હું ગુજરાતી પાચ ચોપડી વીકટરની નીશાળે ભણેલો, એટલે રામાયણનુ પુસ્તક સાથે લઇ જતો. આખો દિવસ વાચતો. રામાયણ મને તો હાડોહાડ પહોચી ગયેલ છે નાની ઉમર એટલે ગાયો પછવાડે ચાલી ચાલી પગ થાકી જાય પાણી પણ કુવામાથી સીંચીને જ પાવુ પડે પણ ગાયો ચારવાની ફરજ મને મારા પિતાએ પાડેલ નહીં. એ તો મારો જ શોખ હતો

મારા પિતાશ્રી તો એ વાતથી નારાજ હતા. કારણ કે ઘરનો વહીવટ ઘણો મોટો હતો પાચ સાતી અમારે ઘેર ચાલતા. નાના મોટા ઘોડા, ભેંશો, ગાયો, ઊંટ, બકરા, બળદ થઇને સવાસો જેટલા જીવ હતા, વ્હેવાર પણ ખુબ વધારેલો આસપાસમા નાતા સબંધ પણ ઘણા મહેમાનો પણ એક દિવસ નથી આવ્યા એવું બનતુ નહીં.

મારા પિતાશ્રી એ વખતના એક અડીખંભ માણુસ ગણાતા. વટદાર માણુસ હતા. પોતાની શેહ બીજા માણુસો પર પડે એવું એનું વરતન હતું. એ વખતમાં ઢોર ચોરીઓ ઘણી જ થતી. કોઇ ગરીબનું ઢોર ચોરાઇ જાય એટલે તુરત જ તે ધા નાખતો મજન્દર આવે.

મને બરાબર યાદ છે કે, એ વખતે વાવણી ચાલતી હોય કે લાણી ચાલતી હોય, અથવા ઘરમાં કોઇ બિમાર હોય તે બધું છોડીને મારા પિતા તુરત જ ઘોડા પર ચડતા. એ ગરીબના ઢોરનો પતો ન લાગે ત્યા સુધી એ પાછા ઘેર આવતા જ નહીં. એનાથી મોટા મોટા ભારાડી માણુસો પણ બીતા હતા. તેમ એવા એવા માણુસો સાથે તેઓ સબંધ પણ રાખતા હતા.

પિતાશ્રીની દિશા એ હતી. જ્યારે મારી દિશા ગાયો ચારવાની અને રામાયણ વાચવાની એટલે એના મનમા મને જોઇ હરવખત ખેદ થતો અને કહેતા પણ ખરા કે "મારું આવડુ મોટુ કમઠાણુ એનુ શું થશે? આ તો છતે દીકરે સીતારામ"

એ બધા એના વિચારો ઘોળાતા ઘોળાતા એને એક ઉપાય સુઝ્યો કે દીકરાને દારૂ માંસ ખવરાવુ તો આ બધુ છોડી દે પણ મને દારૂ પીવાનું કોણ કહે?

પોતે તો ઘણીએ વાર કહેલ પણ કાઇજ ન વળ્યુ. એટલે હવે કોઇ બીજા મારફત એ કામ કરાવવું એમ એને લાગ્યુ.

મહુવા પાસે માલણ નદીને કાઠે સાગણીઆ નામે ગામ છે. મારા ગામથી ૭ ગાઉ દૂર થાય. ત્યાના હીપા ભાઈને અને અમારે ત્રણ પેઢીનો સંબંધ. એ પણ બધા મર્દ માણુસો. કોઇ પણ હલકાઇનુ તત્ત્વ એમા નહિ અને સાવ સાધુડીઆ પણ નહિ.

હીપો મોભ મારા પિતાને કાકા કહેતા હતા. પોતે ઘણા જ સુખી હતા. બાર સાતી હંકાવતા. ખમો જેટલાં માલ ઢોર ગખતા. ઊચી જાતના પંદર તો ગોડા તેને ત્યાં બાંધ્યા રહેતા. તેને ઘેર જાઇએ ત્યારે છોટાશા દરબારની અણુસાર આવતી.

એક દિવસ મારા પિતાએ હીપા મોભ સાથે મને દારૂ પાવા પીશે બધી વાત નક્કી કરી. હીપો મોભ મહિનામા એક બે વાર મજાદર આવતા.

એક દિવસ રાતે મને એણે બોલાવ્યો. પાદર અમારા ખેતરમા જઇ અમો બન્ને બેઠા. ધીરે ધીરે એણે વાતની શરૂઆત કરી. મે એને એટલુ જ કહ્યુ કે "ભલા માણુસ તમારે અને અમારે ત્રણ પેઢીનો સબધ છે અને તારી જેવા ભડ માણુસના મોઢામાથી મને એક બાળક જેવા માણુસને દારૂ પાવાના શબ્દો નીકળે તે મારી વાત ન કહેવાય સ્નેહી તો તે જ કહેવાય કે ખરાબ રસ્તેથી સારે રસ્તે લઇ જાય."

"વળી તુ આહીરનો દીકરો અને મને ચારણને દારૂ પાવા ઊભો થયો તે તને શોભતુ નથી."

મારા એટલા જ વેણની એને ઊંડી અસર થઇ ગઇ

મારા પિતાને એણે તુરત જ કહ્યુ કે, "આ ચામડુ આળુ નથી. રંગાઇ ગયુ છે. માટે હવે તેને આપણે પથે ચડાવવાનુ કહેવુ તે] વ્યર્થ છે અને પાપ છે"

ત્યાર પછી પણ દારૂ પાવા બાબત મારા પર ઘણીએ ઝડીઓ વીતી ગઇ અને હીપા મોભ સાથે મારી મિત્રતા દા'ડે દિવસે વધતી ગઇ.

હુ કવિતા બનાવતા તો શીખી ગયો હતો એટલે મનમાં એક નવો શોખ જાગ્યો હતો કે કોઇ દરબારની કાવતા કરવી અને ઇનામ

લેવું, ફરવા જવું, સારા સારા દરબારોને ત્યાં જવું. પણ એ કોરાં મુકાયો ત્યાં જ એ મારા બાળ મિત્ર હીપા મોભે એને મૂળમાથી જ ખોદી નાખ્યો.

મને બોવાની એણે કહ્યું કે, તારે કોઇ દિવસ કયાંય પણ પૈસાની માગણી કરવી નહિ. આપણુ ઘર એક જ કહેવાય માટે જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે સાંગણીએ ચાલ્યું આવવું. ભાયા કાગનો દિકરો ડેલીએ ડેલીએ ભટકે એ વાત સારી ન કહેવાય.

મારા પિતાશ્રી મને વાપરવા પૈસા આપતા નહીં. મારે તો તીર્થો કરવા જવું, જૂના જૂના સ્થળો જેવા જવું, સાધુ મન્યાસી પાસે જવું, એટલે પૈસા વિના કેમ ચાલે પછી તો હું સાંગણીએ મહિનાના મહિના રહેતો. રામાયણ, મહાભારત વાચ્યા કરું કૃષ્ણ સ્મરણ કર્યા કર. અને મુસાફરીએ જવુ હોય ત્યારે પૈસા ત્યાંથી લઇ જાઉં—મારી અયાચકતાનું મૂળ કારણ હીપો મોભ છે. કારણ કે નાનપણથી એ ૭૬ મને લાગ્યો હોત તો કોણ જાણે આજ હું કયા હોત

આજે એ વાત સાંભરે છે ત્યારે જીવ ચળી જાય છે. એ ગામ-ડીઆ માણસની રહેણી કરણી, એની મહેમાનગતી, વહેવાર કુશળતા, અને અકળપણુ, એ હજુ જાણે મારી સામે જ ઉભું છે.

હસતા કે ગમ્મત કરતા તે આહીર કોઈ દિવસ ખોટું બોલ્યો નથી, અને બોલાઇ ગયુ એટલે કરવું જ જોઇએ એ એનું જીવન તત્વ હતું. મારા આચરણ તેને બહુ જ ગમી ગયા હતાં એટલે અમારી મિત્રતા હાડોહાડ સુધી પહોંચી ગઇ હતી. પછી તો એમને ઘેર જવામા પણ આંઇઓ બહેનો મારી લાજ પણ કરતા નહીં.

એક વખત મારા પિતાશ્રીએ, છેવટ થાકી જઇ મારા આગળ એક હાથમા પાઘડી ઉતારી અને બીજા હાથમા દારૂની પ્યાલી લીધી.

એ દેખાવ મારા હૃદયમાંથી હજી ભૂંસાયો નથી. હું દિગમુંઢ બની ગયો, ત્યાં હીપા મોભે ઊભા થઈ, દારૂની પ્યાલી ફગાવી દીધી અને પાઘડી મારા પિતાને માથે મૂકી. આવાં આવાં અનેક ધર્મ સંકટો-માંથી મને તેણે બચાવ્યો છે. જો કે પોતે દારૂ માંસ લેતા હતા તો પણ મારા માટે આ જાતની એની મમતા બંધાઈ ગઈ હતી.

મારે અને હીપા મોભને નવ વરસ, સાથે રહેવાનું બન્યું મને જ્યારે જોઈએ ત્યારે એ એક જ માણસ એવો હતો કે મારી બધી જરૂરતો ત્યાંથી પૂરી પડતી. એટલે હું મોટો થયો ત્યાં સુધી બીજે ઠેકાણે મારે ભટકવું પડ્યું નહીં.

મારા અયાચકવ્રતનો ઘડનાર એ માણસ હતો. પોતાના વચનની એને કેટલી કિંમત હતી. એની એક વાત લખી દઉં.

ગીરની અને દેશની સરહદના ખાંભા જેવું કંટાળા ગામ છે. ત્યાં હું મારી ગાયો લઈને ચોમાસે જતો. ગાયો ચારવા સાથે મને ગીરમાં ફરવાના કોડ તો હતા જ. ત્યાં હું રામનોળવે ત્યાં રહેતો. રામનોળને અને મારા પિતાને ઘણો જ સંબંધ હતો.

ચોમાસાના ચાર મહિનામાં હીપો મોભ આઠ દસ આંટા મને મળવા કંટાળે આવી જતો. એક વખત અષાઢ મહિનામાં આવેલ. એને મેં કહ્યું કે આ વખતે જન્માષ્ટમી આપણે સાથે કરવી છે માટે તે પર જરૂર આંહી આવજે. તેણે હા કહી.

પ્રસંગ એવો બન્યો કે બરાબર બળેવથી વરસાદ શરૂ થયો અને એવી મંડાણી. ગીરના ગાંડા વરસાદ. એક દી બે દી એમ જન્માષ્ટમી સુધી વરસાદ બંધ ન થયો. નદી નાળાંમાં પૂર ઊતરતાં જ નહીં. એ ડુંગરાની વચમી નદીઓ. જન્માષ્ટમીનો આખો દિવસ ગયો. મને મનમાં તો એમ થતું કે હીપો મોભ જરૂર આવશે પણ જ્યાં વરસાદ સામું

જોતો ત્યાં છીવ ના પાડતો. બગાઅર અમો રાતે જમીને સૂવાની તૈયારી કરતા હતા, વરસાદ શરૂ હતો, જમીન પર પાણી પાણી થઇ ગયું હતું, પૃથવીથી વરસાદ ન સહન થતાં ખેતરોમાંથી સરવાણીઓ ચાલી નીકળી હતી અને ગન તો ગીસી હબશીના મોઢા જેવી જામી હતી. ગટાટોપ વાદળાં આભમાં અથડાતાં હતાં. સાથો સાથ કડાકા આખે આભે વીજળી અને વીજળીના અજવાળામાં રાક્ષસની સેના ઊભી હોય એવા લાગતા. એ ગીરના પહાડો, એ રાતમાં કોણ માનવી પોતાના ઘર બહાર હોય?

અમો તો રામનોળની ડેલીમાં હજુ લાંબા ટીલ કરી સુવાની તૈયારી કરતા હતા ત્યાં બહારથી સાદ આવ્યો' ભક્તા એ ભક્તા. મને તે ક્યારેક ક્યારેક ભગતને બદલે ભક્તા કહી બોલાવતો.

હોંકારો દઇ મેં તો ડેલીનાં બારણાં ઉઘાડ્યાં. અરે ભલા માણસ અત્યારે અને આવા વરસાદમાં! વચ્ચે મેઘાળો, રાયડી, જોલાપરી, ધાંત્રવડી એ ભયંકર નદીઓમાં ઘોડો કેમ ઊતર્યો. અને એટલું સાહસ ખેડવા કાંઇ કારણ ખરું?

એક જ વેણ બોલ્યો: પ્રાણ જાઇ પર બચન ન જાઇ " ભાઇ તું રામાયણ વાંચે છે ત્યારે ઉપલી ચોપાઇ તો મેં ઘણીએ વાર સાંભળી છે. માણસને પોતાના વચનથી છીવ પણ વહાલો ન હોવો જોઇએ.

મારી અને એની વચ્ચે આવા અનેક પ્રસંગો પડ્યા છે. પોતાના વચનની એને એટલી કિંમત હતી.

મારી સાથે એનો આત્મા રંગાઇ ગયો હતો. મારાં દરેક આનન્દનો એ ઉપાસક હતો. દારૂના કે એવા અનેક હલકા પ્રસંગોમાંથી એ માણસે મને તારી લીધો છે. આ રીતે અમારે નવ વરસ વીતી ગયાં. એમની જગતની મુસાફરી પૂરી થઇ. સં. ૧૯૭૭ના ભાદરવા વદી ૫ને ગુરુવારે

મને અયાચક ઘડનાર એ મિત્ર આ જગતમાંથી અલોપ થયો. મને એના મરશીયા ગાવાનું મન કેમ ન થાય? આવા આવા મારા જીવનના ઘણા જ પ્રસંગો છે. ગામડાના માણસોમાં ઊંચી જાતના અજબ્ય ખમીર ભર્યાં છે. એ માણસ તો મરી ગયો. અને મારે એના મરશીયા જ ગાવા રહ્યા. આહેરોમા વણાર શાખના આહીરો હોય છે. વણાર આહેરની વસ્તી ગીરથી માંડીને ઠેઠ ધોધાબારા સુધી છે. એની બીજી શાખ મોભ હતી અને અટક ચહુવાણ હતી.

•

સોરઠા

જબરા ભારત જીતતાં, ડગીઅલ નઇ દહીવાણ;
(પણ) સ્નેહની ખાગે ચહુવાણ, હટવું નોતું હીપડા. ૧

વાણે બેસાડેલ વીર, કપટ જળ ફરવા કજુ;
અધ દરિયે આહીર, હડસેલવા નોતા હીપડા. ૨

આરોપતા કંઠ અમે, હરદમ કીરંત હાર;
(બીજા) છોકરીઆ સરદાર, એથી હૈયુ ન ખીલે હીપડા. ૩

હીપા ફાટે હીર, (એને) સાવટ લઇને સાધીએ;
[પણ] આભ ફાટો આહીર, સાંધો નઇ સાંગણીઆં ધણી. ૪

ઉનડહર આગ્યું લે, ધમીઓ સાંગણીઆં ધણી;
[પણ] હીપા હેમ જકે, કનોટિએ કાળોંઠયો નઇ. ૫

હીપાણંદ નેહડેરો, વાળાકો સુરજ વીર,
[આજ] આથમીઓ આહીર, સધરો સાંભરણીઆં ઘણી. ૬

મારે ને તારે મેળ, હીપા મન મળીઓ હતો;
[પણ] દીધો તેં દમેળ, છેવટ સાંભરણીઆં ઘણી. ૭

સંકટ ગજ હીપો સદા, ક્રોધાળો કંઠીર;
સાંકળીઓ સધીર (કોણ), સાવજ સાંભરણીઆં ઘણી. ૮

લાગી હીપા લાય, બીજાને કાંઈ બતાવીએ;
[પણ] દેશ તણાએ હાથ, ધખે સાંભરણીઆં ઘણી. ૯

હીપા તારે હાથ, અજાચી થીયા અમે,
(એ) ગણની મોટી ગાથ, (કેમ) ચૂકું સાંભરણીઆં ઘણી. ૧૦

પિતા તારે પાઘડી, વસમી વેળા વીર,
(તેદી) આટો પટ આહીર, કારણ તું હીપા થીયો. ૧૧

કફરી વખતે કાગને, થડક્યા આપણ થોભ,
(તેમ) મારૂં તારૂં મોભ, હૈયે ન લાવ્યો હીપડા. ૧૨

હીપા લખદુબાર, તારા અવગણ કર્યા અમે,
(તોય) લાલપ નેણ લગાર, નેતરા ભાળેલ નઈ. ૧૩

ઊંડી આતમ તણી, દેતા થા કુળ બાપ;
(પણ) સુખ દુખની સજ્જણ, હવ કયા કરવી હીપડા. ૧૪

પામ્મા માંગણીઆપતિ, વમવ રમતું વાર;
(પણ) પડીઓ નઇ પોબાર, હુરવ્યા બાજી હીપડા. ૧૫

વણખાધે વણાર, હીપા હાલે નઈ;
(પણ) ભોજન ભરીએં ભાર, પેટેં માંગણીઆપતિ. ૧૬

ધખતી આગ ધરાર, કોઠે જડ જડ કાગને;
(પણ) આયર એક અંગાર, ડીલે દેવાણો નઈ. ૧૭

વે તાં ભવની વીર, હીપા હરના હાથમાં;
(પણ) આતો ભવ આહીર, કડવો લીંબડ કાગને. ૧૮



## "વાહ ઘોડા"

ચારણી ભાષામાં (ડીંગળ ભાષામાં) ઘોડાનું વર્ણન.

ગીત સપાખરૂ

ઘુડા આહુએ વોમ બહુડા રોકતા ધગડા છેડા,
ઉડાહુએ પાગા મહિ ઘોલતા અથોગ,
ધાહુએ ખગેશ તેદ વેગગ અથાહ ધખ્યા,
આહુએ નાખતા પાગા નટવા અમોઘ—૧

હાબડા મોટના ધગ ધમકે સાબધી હણી,
ઝમકે સાજહીં કોટે ગભગ ઝકોળ,
ચમકે વાહુમેં જાણી વીજળી જડકાં ચળી,
જીમવાળા ભરે ડાળા ગતીવાળા મોર—૨

વાંભરા સાંકળાંવાળા ટાંક કાનસોરી વડાં,
કુરંગાં આંખડીવાળા સુડગ કરોડ,
બાલવાળા લટાં કેશ ફેરણાં ઉડથી બજે,
નટાગા જોનાંદ નદી પદાળાડી જોડ—૩

છાજગ બાડગ ઘોડા છાતીઆં ડાડગ સમા,
ઘોડા ત્રીન બાબોડગ ખાણીઆ સડાગ;
સાહાબધી તાંસળીગ ઓપતા ડબ્બા ઘોડા,
દમંકતા ઘોડા નાડા તોડ સાધે ડાળ—૪

અંજળીમાં પીતા પાણી મોકલી વખાણી આપ,
જાંગળાં થોકરા ધરા પૂંછરા ઝપાટ;
કેશવાળી ઢીંચણારા ઓવારણા લીએ કાન્નુ,
ચડ્કે ધરારા વાંમા ડાબડી થપાટ—૫

લગામેં ગરાયા હાથ ઊતરે ગઢાંપે લાયા,
ટોળા મૃગવાળા ફોળે ખીજ્યા તોખાર;
ચડાયા વાંણુરા સઢાં દેખી કંપે નીજ છાયા,
નાચરા નચાયા કે હમાયા નરાંનાર—૬

કરંતા નખ્ખરા દેખી ધરાપતિ રીઝે કેક,
ઠરંતા માદરા નરાં ઘડેલા દેખાવ;
બથાં પાવ ઉડળાં કે ભરતા ભોમરી બથ્થાં,
નવલ્લા બનાયા ઘોડા બ્રમાડકા નાવ—૭

સોબ નગારાંપેં પડે ગેડીઆ ભારથાં સમે,
ધમાં ધમાં ખમા ખમા દિહંતા ધમંક;
ધીનકટાં ! ધીનકટાં તબલ્લા તાલગ ઘોડા,
ચટાં પટાં પાણરા કે અંગરા ચમંક—૮

વાગડદા વાગડદા અંગહાળ ફાળ સાંધે વાહ,
આગડદા ગાગડદા થેઇ થાઈ થટાં અંગ;
ધીનકટાં ધરરર ધમાં ધમાં ખમા ઘોડા,
તાગડદા થાગડદા હાળ સાંધણા તુરંગ—૯

બાહોળાકા પુત્ર રોઝા અશા ઘોડાં નકે બીજે,
વદાં નાથ રોહણીકા ચંદ્ર જેસા વાન;
છુટતા રમેવા ઘોડા બત્તરાં સાંકડી સોડ,
વાહ હીપડારા ઘોડા દેવરા વેમાન–૧૦

•

અર્થ

ડાણમાંથી ઘોડો છૂટે છે ત્યારે જાણે આકાશને બાથ ભરતો હોય તેમ ઠેકે છે અને પૃથ્વીના પંથને જાણે પકડી લેતો હોય એવી રીતે પગ ઉપાડે છે જેથી શોભાયમાન લાગે છે. બરાબર ઉતાવળો દોડે છે ત્યારે ગરુડ સમાન તેનો વેગ લાગે છે. ધીરે ધીરે ચાલે છે ત્યારે જાણે દોર પર નટ નાચતો હોય તેમ લાગે છે—૧

એવા જેસ્થી ઝળહળ મારે છે કે ધરતી ધ્રૂજી ઉઠે છે. તેની ડોકમાં શણગાર એવો દીપે છે કે જાણે અપ્સરાનો નાયક હોય નહિ. પવનથી પણ ચમકી ઉઠે છે. એની ચપળતા વીજળીના જેવી લાગે છે. આઠે અંગો નાચે છે પણ મર્યાદા બહાર જતો નથી. તેનો નાચ મોરલા જેવો લાગે છે—૨

વાંસ એક લાંબી ડોક છે. કમળની દાંડી જેવી નાની કનોટી છે. હરણના જેવી આંખ છે. તેનું મૂલ્ય કરોડોથી પણ થાય નહિ. તેની માણેક લટ ડાબલા નીચે પહોંચે એવી લાંબી છે. જોગીરાજ જેવા એ ઘોડાની જોડ જોતાં ક્યાંય મળે નહિ—૩

તેનું કપાળ પહોળું છે. ઢાલ જેવી પહોળી છાતી છે, ભાલોડ જેવાં પહોળાં અંગ છે, મોટી તાંસળી જેવા પહોળા અને ગોળ ડાબલા છે.

એવા સરસ અંગવાળો ઘોડો ઠમકતી ચાલ ચાલતો ચાલતો કૂદવા માંડે છે—૪

હાથની અંજલીમાં પણ પાણી પીએ એવું નાનું અને નાજુક મોઢું છે. પાછલા પગના પોંદા હરણના જેવા છે પૂંછ પૃથ્વીને અડી જાય એટલું લાંબું છે. કેશવાળી તેના ગોઠણ સુધી પહોંચે એટલી લાંબી છે. પૃથ્વી તેના ડાબલાથી થડકી ઊઠે છે—૫

લગામનો પ્રસારો કર્યો હોય તો મોટા કિલ્લાને પણ ઠેકી જાય. બરાબર ખીજવ્યો હોય તો દોડતા હરણના ટોળાના બે ભાગલા કરી નાખે. જાણે અનુકુળ પવનથી સઢવાળું વા'ણ ચાલ્યું આવતું હોય એવી હળવી ચાલ છે. પોતાના પડછાયાથી પણ ભડકે છે. તેનો નાચ જોઇ સ્ત્રી પુરુષો ખુશી થઇ જાય છે—૬

નાચવામાં એવાં નખરા કરે છે કે જેને જોઇને મોટા રાજા પણ ખુશી થઇ જાય છે. કૃપણ માણસો ઘોડાનું અદ્દભુત રૂપ જોઇને ડરે છે. બમણા પગ માંડે છે ત્યારે જાણે પૃથ્વીને બાથ ભરી અને છાતીમાં લેતો ન હોય; ઇશ્વરે ફુરસદની વખતે આ ઘોડાનો નવીન જ ઘાટ ઘડ્યો છે—૭

લડાઇની વખતે જેમ નગારા પર ગેડીના ઘાવ પડતા હોય એમ ધમાં ધમાં ધમાં ડાબલા માંડે છે. માથે બેઠેલ સ્વાર વાહ ઘોડા, ખમા ઘોડા, એમ બોલે છે. મૃદંગના ધીનકટ ધીનકટ તાલની સાથે નાચે છે. અંગે અંગમાં પાણી ભરેલ છે. એની ચમક જાણે ઊભરાતી હોય તેમ લાગે છે—

તે દોડે છે ત્યારે બાગડદા, બાગડદા, એવો અવાજ આવે છે. ચોઇકાર કરી જાણે કેરબો નાચતો હોય એમ જુદી જુદી ગતિથી નાચે

છે. પૂરપાટ જોરના દડે છે ત્યારે ધરરર એટલો જ અવાજ સંભળાય છે. એટલા વેગમાંથી પણ ધમાં ધમાં કરતો એવી રીતે ઉતો સ્રી જાય છે કે સ્વાસના મોઢામાંથી ખમા ઘોડા એ જ શબ્દ નીકળ્યા કરે છે. થેઇ થાગડદા, થેઇ થાગડદા એવો અવાજ આવે તેવા અનેક નાચ કરે છે—૯

આવળા ઘોડાનો દીકરો રોઝો ઘોડો એનું નામ છે. એવો ઘોડો ક્યાંય જોવામાં આવતો નથી. તેનો વાન ચંદ્રમા જેવો શ્વેત છે. બજારમાં ફેરવવા છોડયો હોય ત્યારે પહોળી બજાર પણ સાંકડી લાગે છે. એવો દીપા મોભનો ઘોડો જાણે વિમાન જેવો છે—૧૦

ઘોડાના શરીરમાં ચાર અંગ લાંબાં, ચાર ટૂંકાં; ચાર પહોળાં અને ચાર વાંકાં. એવા સરખા સોળ અંગવાળો ઘોડો અસલ કાઠિયાવાડી કહેવાય છે.

ચાર લાંબાં : સાંકળ(ડોક), કેશવાળી, પૂંછ, ધડ (ગોઠણથી ઘુંટી સુધીનો ભાગ).

ચાર પહોળાં : છાતી, કપાળ, ઝીંગ, સાબળા.

ચાર ટૂંકાં : પીઠ, મુઠીઆંના ગાળા, કાન, મોઢું.

ચાર વાંકાં : સાંકળ, કાન, પાછલા પગની સાથળ, મોઢાનો નીચલો ભાગ (જડબું).

# ગીરની યાદી

મારી ગાયો લઈ હુ ગીરમાં કંટાળા ગામે વરસો વરસ જતો. રામનોળની સાથે તો ઘણી જ ઓળખાણ થઈ ગએલી. એટલે પછી તો હું ગીરના નેસડાઓમા ખૂબ ભટક્યો. કંટાળા રહું, તુલસીસ્યામ રહું, સરાકડીઆ, મીંઢા, ખજુરી, મવડા, લેરીયા, અરલ, શીખવકાબા એ બધાં નેસડાંમા રહેતો. એક દિવસ હુ ખજુરીને નેસ હતો. રાતે વાળુ કરી અમો બધા એક ઝૂંપડામાં ભેગા હતા. રામનોળની ભેંશો ત્યા હતી. ઝોકમા એંશીએક જેટલી ભેંશો બેઠી હતી. ત્યા સાવજે આવી ને વાસુ નાખી (સાવજ પોતાનું મોઢું ઉઘાડી અંદરથી એવો દુર્ગંધી શ્વાસ બહાર કાઢે કે તુરત જ ભેંશો ઝોકમાથી બહાર નીકળી જાય, એટલે એને જમવાની સગવડ પડે)

પણ આ તો રામનોળનુ ખાડુ, એ કાંઇ સાવજને ગણકારે નહિ. ભેંશો એકદમ ઊભી થઇ ગઇ અને ઝીણેઝીણે અવાજે કણકવા માડી. અમો ઝૂંપડામાથી બહાર નીકળ્યા. હરિકેન હાથમા લઇ ઝોકમા આવ્યા ત્યા તો, અજબ બનાવ જોયો. મોટી મોટી ભેંશો નાના પારૂને માથાં મારી વચ્ચે રાખતી હતી અને લોઢકી ભેંશો ચારે તરફ ગોળાકારમાં ગોઠવાઇ ગઇ હતી. પણ તેના રૂવાડા સૂયાની જેમ ઊભા થઇ ગએલ જોયા અને એ રૂપાળી ભેંશો તે વખત વિકરાળ લાગતી હતી.

રામનોળના ભાઇનો દિકરો હાદોનોળ ત્યાં હતો. તેણે ઝાપો ઉઘાડી. "બાપ કાગલ" એટલુ વેણ કહ્યુ ત્યા કાગલ એકદમ ખાડુમાથી બહાર આવી ઇસારતથી સમજાણી એટલે એ કાળી રાતમા એકલી કાંગલ નામની ભેંશ સાવજને શોધવા ચાલી નીકળી. તેની પાછળ જાવા બીજી ભેંશો પણ ઝાપામા ભીંસાભીંસ કરવા માડી પણ તેને હાકલી રાખી. અને કાગલ તો ગઇ સાવજને નમાડવા.

લગભગ રાતના ત્રણ વાગે ભળાકડાને વખતે કણુકતી કણુકતી કાંગલ આવી. ગોવાળે ખોવાળા કરી કાગલને આવકાર આપ્યો. હું તો કાગલને જોવા એકદમ ગયો ત્યાં તો શરણાઇના મોટા જેવાં ફૂલેલ નસકોરાં, ચકળ વકળ આંખો અને ગળામાંથી સાવજને નસાડવાની મગરૂરીનો અવાજ આવતો હતો. આ બનાવ મેં પહેલ વહેલો જ જોયો.

મને હાદેનોળે કહ્યું કે સાવજને એવો તગડ્યો હશે કે હમણાં અહિનો માસ પાછો લાલચ કરી આ નેસડે નહિ આવે. કાગલ ઝોકમાં આવી ત્યારે બધી ભેંસો જાણે કુશળ સમાચાર પૂછતી હોય તેમ તેના ઉપર ગળાં નાખવા માંડી. તેને સૂંઘવા માંડી. બીજે દિવસે કાગલ અને સાવજની લડાઇનું ગીત બન્યું.



ગીત સપાખરું

હીયા પવાડા અપાર એક જીભથી વખાણુ કેતા,
સાહૂળો ઉડીઓ સિંહ કરેવા શિકાર,
વનવાળા પા'ડ માથે ગાજતો આવીઓ વંકો,
અહા ભાર ઝુંકા લીઆ શાખડીં અઢાર—૧

ગાડતો ઘણુંરાં ખાડુ ધણુંકી આવીઓ ગાઢા,
બણુંકી ધણેણ્યો મુખે બોલીયો બરૂર;
સણુંકી ઉડીઆ ગાળા કણુંકી નાદમે રંકા,
જ્ણુંકી બોલીઓ માંડી મેખી થા જરૂર—૨

મેખી કાંગલીતે' ઘણા દીનસે' હડાયે સુને,
એમ બોલી ફેર મોઢે કીયા જાં અવાજ;
વદાં ઉંટકોટ રોમરાય કાંગલીને વ્યાપી,
ગડાસા નાખીઆ મેઘ આષાઢરા ગાજ—૩

આવડું જોર તું કુત્તા કીઆંસે લાવીઓ આજે,
કરાળ પવાડા જોયા સાંભળીઆ કાન;
બાગ ભાગ જંગરાંરા કૂતરા શેરકા ભાથી,
(મેં'તો) પવાડે અપાર સિંહ તણાં લીઆં પ્રાણ—૪

ડણુકી ઉઠીઓ વેણુ મેખી તણાં સુણુ ડાઘો,
ચોર જોર શોર કીયા કીયા પંજા ઘાવ;
હડીને કાંગલે જેમ ડાણુ નાખી એક હદાં,
આણુ નાખી તાણુ કીધ ઉપડીઆ બાંવ—૫

પ્રથીકા ધમાકા લાગા કાંગલે ઉઠાયા પાગા,
લાગા ડાગા ફાગા સિંહ શુદ્ધ ના લગાર;
દુઠ પ્રલેકાળ જાગા કાંગલીરા રૂપ દેખ્યા,
ધણેણ્યા ડુંગરા લાગા આભ ધવાંધાર—૬

વેગળી હડીજા મેખી નકે માર દીઆં વદ્યા,
અશા સુણી વેણુ અગાં કોપ થે અપાર;
લાખેં પાછી હટું તો તો ધણીને ખોટ જો લાગે,
પાછી હટું જુધ્ધે તો તો લાજે પરમાર—૭

રૂપ વિકરાળ મારે ધણી છે જે નાગ રાજા,
હઠાળા ખાડુ ને એનું જોર છે હમેશ;
વંકા રૂડા ધણી મારા ભાલારી ધારનેં વંધિ,
દોખીઆં ન કરે જેનો પટાળા દવેશ—૮

ઉડાયા મેખીએં પાગ ગડામા નાખતા અઠે,
હરિડાં ભગાયા ઘેલી કાંગરી હડાળ;
રામનોળ તણું ખાડુ શામજી મરમોડ રાખે,
ઝઝેડ મિંહકા છેડા કુંઢી કાળ જાળ—૯

આખી ગીર એ તો માગ ૨૦ જેવી જ બની ગયેલ. પછી તો હુ છેના દસેક વગ્ગે ગીરમા આટો ગયો હતો. કટાળામા રામનોગ ગુજરી ગએલ. કટાળાને પાર માલણ નદીમા હુ ઊતર્યો. માલણના ખળ ખળ થતા પાણીમા મને તો આસુ લાગ્યા માલણ રોતી હોય એમ લાગ્યુ, મે કહ્યુ કે

સોરઠો

ખળ ખળ આંસુ મ ખેર, માલણુ મો વાળી કરી,
હે તલ તો ગઢ હેર, સગ ગમો મિધાવીઓ—૧

કટાળાથી, તુળસિશ્યામ જવાની કેડી છે. કેડીએ ચેડી હાકતા હાકતા બીજા ડુગરા પરથી ઊંચી ડોક કરીને નાદીવેલો ડુંગરો આરે આરે કાઈક જોતો હોય એમ લાગ્યુ

દરયું પર દાઢાળ, નાદો નરખેવા ચડ્યો,
રામો ગકાં પાળ, (કયે) ગામતરે વીકાળી ગયો—૨

મેં કહ્યું કે

નાંદા દસ્યું મ ન્યાળ, (તારી) આંખ્યું ઊંવળશે;
(હવે) ભડ રામો નઈ લાળ, ધીંગો ગરવરનો ધણી—૩

રસ્તે જતાં કેડીમાં જ એક પીપર આવી. પણ તે પીપરની ડાળ કોઇએ કાપી નાખેલી જોઇ હું, ઢોર લઇને કંટાળે જતો ત્યારે એ પીપર નીચે ઘણા દિવસ બેઠેલ. મેં પીપરને પૂછ્યું.

પીપર તુને પૂછીએ, (તું) કઇ જગ ઓલંઘી;
(પણ)રામા જેવા રાણીઆ, (કોઇ) દીઠેલ દેવંગી—૪

પીપર બોલી કે

વીકાણીને વાસ, (કોઇએ) ઝીંઝેય ઝાલેલ નઇ;
(હવે) નોધારાં નિરાશ, (મારા) પંડ પર કુવાડા પડયા—૫

કંટાળા અને તુલસીશ્યામ વચ્ચે એક શીતળાનું થાનક આવે છે. એ રસ્તે હું ઘણીવાર ચાલ્યો હતો. શીતળા પાસે ઘોડો ઊભો રાખી પૂછ્યું કે

પુછું તુને પાર, સાંભળ માતા શીતળા;
પાડોશી પરમાર, વીકાણી કયાં વળાવીઓ—૬

શીતળાએ કહ્યું કે

કીડી ને ભરમા કાગડા, જે કેડે સૌ જાય;
મંડળ આભામાંય, ગામતરે રામો ગયો—૭

# એ દિવસ ક્યાં ગયા

સંવત ૧૯૯૪ના વૈશાખ માસમાં રાજકોટ મુકામે અખિલ હિંદ ચારણ સંમેલન વખતે બનાવેલો અને ગાએલો છંદ. તેની અંદર સંક્ષેપમાં ચારણ દેવીઓનો ઇતિહાસ છે. જે ચારણ દેવીઓ ક્ષત્રિયો અને બીજા કેટલાક વર્ણોની કુળદેવીઓ તરીકે પૂજાય છે.

મામડીઆ નામના ગઢવીને સાત દીકરીઓ હતી. આવડ, સાંસઈ, હોલ, બીજબાઈ, જોગડ, તોગડ, અને ખોડીઆર. એ સાતે દેવીઓનો ઇતિહાસ મોટો છે તેમાં ખોડીઆર સૌથી પ્રસિદ્ધ છે. આજે નદીએ, નાળે, પર્વતે, ઝાડે, અને પાળે પાળે માણસોએ ખોડીઆરની સ્થાપના કરેલ છે. ભાવનગરના પ્રસિદ્ધ ગોહેલ આતાભાઈને ભાવે એની જોડે અઢારસો પાદર જે કરાવ્યા ત્યારથી ગોહેલ રાજવીઓમાં એની અત્યાર સુધી પૂજા થાય છે

ગોહેલોની કુળદેવી ચામુંડા છે. પણ ઉપર લખ્યું તે કારણથી આજે ખોડીઆરની પૂજા અગ્રસ્થાને થાય છે.

માતા ખોડીઆરનાં અગણિત સ્થાપન છે પણ તેમાંયે બે પાંચ મંદિરો ઘણાં જ મોટાં અને પ્રસિદ્ધ છે.

એનો ખોડીઆર નહિ. ગામનું નામ જ ખોડીઆર છે. જે ભાવનગર નજદીક આવ્યું છે મહારાજ ભાવસિંહજીએ તે મંદિર આખું બનાવી રૂપાના કમાડ ચડાવ્યા છે.

બીજું સ્થાનક માટેલ છે, જે ધણી પાસે આવ્યું. ત્રીજું સ્થાનક ધારીથી ચાર ગાઉ દૂર ધરિયા કહી પડ્યા કહે છે. તે પણ મોટું સ્થાનક ગણાય છે.

ઝાલાવાડમાં દેવળીઆ ગામે મંદિર છે. તે પણ પ્રસિદ્ધ છે. તળાજાના ડુંગરા પર વિશાળ ભોંયરામા ખોડીઆર દેવીનુ મંદિર છે. એ જગ્યા ઘણી જોવા લાયક છે.

બુટ, બલાળ અને બેચરા એ ત્રણે ઉજળા ગામે બાપલ દેથા નામે ચારણને ત્યાં જન્મેલ. બુટમાતાનું સ્થાનક ઝાલાવાડમા પ્રસિદ્ધ છે. બલાળ માતાનું સ્થાનક વાળાકમા અમુલી બાલાપર અને મસુદડા એ ત્રણે ચારણોના ગામ પાસે નીકળેલ જોવાપુરીના કાંઠે સોમનાથ નામે ડુંગરામા છે.

અને બેચરા માતાનું સ્થાન ચુંવાળમા પ્રસિદ્ધ છે. ચોરાડા જાતના ચારણમાં દેવી ચાપબાઇ થયા જેનું સ્થાનક ગીરમા છે. આજે ગીરના માલધારીઓ સુવે ત્યારે પોતાના માલઢોરને "ચાપબાઇની ચોકી" એમ બોલી સુવે છે જેથી સાજનો ભય ઓછો લાગે છે. એમ માન્યતા છે—

"દોહો"

એકે હાથે બળદીઓ, બીજે હાથે સિંહ;
ચોરાડી ચાપલ તણી, કોઈ ન લોપે લીર.

એ એનો ઐતિહાસિક દુહો છે.

ચારણ્ય દેવી હોલ માતાનું મંદિર હાલારમા રાજકોટથી સાત ગાઉ દૂર છે અત્યારે મંદિરની વ્યવસ્થા ઘણી સારી છે. હજારો માનવી દરરોજ દરશને તથા માનતા કરવા આવે છે.

આવડ દેવીના સ્થાનક ઘણે ઘણે ઠેકાણે જોવામા આવે છે. પચાળમાં ભાડવા ગામે એ સાતે બહેનોનુ મંદિર છે અને મોટી વાવ છે.

વળામા પણ આવડ માતાનુ ઘણુ જૂનુ સ્થાનક છે ઝાલાવાડમા દેવળીઆ ગામે એ સાતે બ્હેનોના સ્થાનક છે આવડ દેવીએ સૂર્યને થંભાવી દીધાનો અસલી દોહો છે કે,

આવડની આણ, લાજગુ લોપે નઇ,
ભગે ન ઉગતુ ભાણ, કરમી કરપરાઉત
આવડ આગઇ હોલ, ધીયુ[1] મામડી[2]આરીઉ,
કીણુસુ કરીઆ કોલ, રવિ ઉગમતો થંભીઓ

આખા સોરઠ દેશમા પ્રચલિત વાત છે કે રા' નવઘણ જ્યારે જાહલની રક્ષા માટે સિંધમા જતો હતો ત્યારે એ આખી ફોજને પોતાને સૂપડે માતા વરવડીએ જમાડી હતી અને સમુદ્રમા એ ચારણ જોગમાયાના વચનથી કેડો પડ્યો હતો જ્યાથી રા' નવઘણ સિંધમા ગયો હતો. એ વખતના દોહાઓમા છંદોમા માતા વરવડીનો તથા નવઘણનો ઇતિહાસ સચવી રાખેલ છે

દેવી વરવડીના પિતાનુ નામ સાખડો ગઢવી હતુ તે નગ શાખના હતા

આઇ નાગબાઇ, જે મોણીઆ ગામે થઇ ગયા છે તેના પિતાનુ નામ હરજોગ હતુ શાખે માદા ચારણ હતા જૂનાગઢના રાજા મંડળીકના દુષ્કૃત્યથી તેણે શાપ આપ્યો હતો જેથી રા' ના વંશજોનુ રાજ્ય ત્યાર પછી નાશ પામ્યુ છે ત્યાર પછી આઇ નાગબાઇ દીમાગે ગયા તેનુ મંદિર મોણીઆ ગામે છે

તળાજા પાસે બાબરીઆત નામે ચારણોનુ ગામ છે ત્યા આઇ નાગબાઇ નામે પ્રસિદ્ધ ચારણ દેવી થઇ ગયા તે વખતે તળાજામા

1 દીકરીયુ 2 મામડીઆ સરખી

વાજા (રાઠોડ) રજપૂતોનું રાજ હતું. આઇ કાગબાઇની મોટી બેનનો પતિ તથા દીકરો ચાયાત અને ચોડાત તે બન્ને એક જ તલવારથી વીંધાઇ તળાજામા મરણ પામ્યા

મરણ કરવાનું કારણ એ કે ચારણોએ વાજા દરબારને ઘોડા વેચાતા આપ્યા હતા. ઘણા વરસો થયા તોય કિંમતના હકવેરા પૈસા આપ્યા નહિ છેવટ ઉઘરાણી કરી ત્યારે તે બાપ દીકરાનું સખત અપમાન કર્યું. એટલે તે બન્ને ચારણોએ પ્રાણનો ત્યાગ કર્યો ત્યાર પછી બીજાં ત્રાગા પણ થયા અને આઇ કાગબાઇએ શ્રાપ આપ્યો. ત્યારથી વાજાઓના રાજનો નાશ થયો અને આઇ કાગબાઇ તળાજા અને બાભરીઆત વચ્ચે એક ધાર છે ત્યા બળી મર્યા. ત્યા તેનુ સ્થાનક સ્થાપવામા આવ્યુ છે.

રાજકોટ તાબે સરધારમા બાકર શેખ નામે એક સુબો હતો. ચારણ્યદેવી આઇ જીવણીનો નેસ આસપાસ હતો જેથી પોતે ઘી વેચવા સરધારમા આવતા એક દિવસ શેખ બાકરે તેના પર કુદી નજર કરી પોતાની મેડીએ આઇ જીવણીને બોલાવ્યા મેડી પર જતા એનો ખરાબ મનસુબો ચારણ્ય દેવી સમજી ગઇ તુર્ત જ તે સિંહણ જેવી બની ગઇ અને શેખ બાકરને ત્યાર્યી ઊંધો પછાડયો. મરતા મરતા તેણે પોતાની ભૂલનો પસ્તાવો કર્યો અને કહ્યુ કે 'હે દેવી તારા હાથથી મારૂ મોત થાય છે માટે મને તારે શરણે ગણજે.' જેથી આઇએ વરદાન આપ્યુ કે 'તુ ઉંધા પીર તરીકે પૂજાઇશ' અને આઇ જીવણીએ ત્યા સમાત લીધી. આજે ઉંધા પીરની કબર તથા આઇ જીવણીનુ મંદિર બેઉ પાસે પાસે છે તે દેવીને "સિંહમોઇ" તરીકે સૌ ઓળખે છે.

સિંહમોઇ (એટલે સિંહના જેવા મોઢાવાળી) એ વખતના આઇના દોહા છે કે,

બાઈ તુહારો ઝોકડો, દકળો મારયો દેખ,
મસ્દારવાળો શેખ, જોપે ભરખ્યો જીવણી.

તગ મરધારે તાહુળા, પેવા પવાડા,
શેકયા વણ ગોળા, તુ જમી ગઈ જીવણી

કમતીઆ નજરૂ કરે, ભાગી કર ભુકા,
[1]બાકરના ભુકા, તુ જમી ગઇ જીવણી

આ વાતને લગભગ ૧૪૦ વરસ થયા કહેવાય છે

ભાવનગર તાબે વાળાકમા અમુની નામે ચારણોનુ ગામ છે ત્યાં ગણા ગઢવી કરીને ગોહિલ ચારણ થઇ ગયા તે પોતાની બેગો લઇ ગીરમા જતા આવતા હતા આઇ સોનબાઇનો જન્મ તેને ઘેર થએલ દેવદાસ ચીશશ નામના ચારણ સાથે આઇના લગ્ન થયા લગ્ન થયા પછી જાન ઘેર ગઇ વરગોડીઆ ગણપતિ આગળ પગે પડવા બેઠા કે તુર્ત જ આઇ સોનબાઇએ ગળામાથી વરમાળ કાઢી નાખી, ચૂદડી ઉતારી ફેંકી દીધી અને ચારણને કહ્યુ કે મારે અને તારે એકનો જ સબધ ફક્ત ફેરા ફરવા હતા અને હવે તો પ્રભુનુ ભજન કરવુ છે એમ કહી પોતાના પિતાને ત્યા ચાલ્યા ગયા ત્યા ઇશ્વર ભજનમા આખી જીદગી ગાળી દેવદાસ ગઢવી તેના સગા મામાનો દીકરો હતો તે પણ ત્યા કયારેક આવતો જતો આઇ સોનબાઇએ તેને બીજે પરણાવવા ઘણીવાર કહેલ પણ તે ચારણે કયાય ઘર બાંધ્યુ નહતુ અને જીદગીભર કુવારોજ રહ્યો હતો સવત ૧૯૭૮ની સાલમાં આઇ સોનબાઇ ગીરમા મગફી આગે નેમદેહ થઇ ગયા તેની જીભમા વચનસિદ્ધિ હતી

1. બાકર શેખ.

આવી તો અનેક ચારણ દેવીઓ થઇ ગઇ છે આજે એના તોટા પડયા છે. એવી ચારણ જોગમાય એ ફરીથી ચારણ કુળમા આવે તો તેને પેરે માચા ચારણ જન્મે.

દેવ જાતિમેં દીપતી, જુગદંબા ઘર જોય,
કહાં ગયા કલિયુગમેં, ચારન કે દીન નોય.

•

૭૬ સારસી

અણુમોલ હા હા અમ તણા એ દિવસ ક્યાં જાતા રયા.
ટેક.

જીણ પેટ ધારી દિવ્ય કાયા, જોગમાયા જન્મતી,
દમતી સકળ પરિતાપ તે પગ જગત સૌ નમતી હતી;
ખમકાર કરતી ખોડલીના પથર ગુણ ગાતા રયા,
અણુમોલ-૧

ઊજળા[૧] વાળી નધુ[૨] બાપલ[૩] ખુટ ખટલ્લળ ખેચરા,
ચોરાડ કુળમા દેવ ચાપલ કાન સાજવ કર ધરા;
સુણી માદ આવડ માતના રવિરાજ પણ થભી રયા,
અણુમોલ-૨

નવલાખ દળ લઇ ચડયા નવઘણ પ્રબળ ચારણ્ય પોષીઆ,
વરમડ ઓદર ધાર વરવડિ માત સાયર શોષીઆ,

૧ ઊજળા ગામ ૨ દીકરી ૩ બાપલ ગઢવી

કળમાંજ જળમાં પાડ કેડા લોઢ દળ સમજી ગયા,
અણમોલ-૩

મોણિયા વાળી માત નાગલ રાહુને સમજાવીઓ,
નહિ માનતાં જૂના તણો ઝટ પાટ લઇ પલટાવીઓ;
કળમાંજ કાગલ જો તણાજે રાજ વાજ રોળીઆ,
અણમોલ-૪

જુગદંબ ચારણ્ય જીવણી પગ જાગ મનસુબો હતો,
થઇ સિંહણ બાકર શેખને સરધારમા ચીર્યો હતો;
ઊભો પડાટી પીર થાપ્યો અકળ પરચા આપીઆ,
અણમોલ-૫

ચોરીએ ચડીયલ માત સોનલ કોડીએ રમતી હતી,
વરમાળ ફેંકી વેગળી ગોપાળને ભજતી હતી;
જગજાળ ત્રોડી જોગણી બ્રમચારણી વ્રત પાળીઆં,
અણમોલ-૬

આ સમય વસમો અમ ઘરે મા આવ ચંડી આવજે,
કળુ પેટ જન્મે શુદ્ધ ચારણ વખત એ વરતાવજે;
સત કાગ. આદિ ચારણ્યું કળીજુગમાં વસીયું કીયાં,
અણમોલ-૭

ૐ

# ચારણ દેવો આવો

સંવત ૧૯૯૪ના વૈશાક વદી ૬–૭–૮ એમ ત્રણ દિવસ અખિલ હિંદ ચારણ સમેલન રાજકોટમાં મળ્યું હતું ત્યા બનાવેલો ચર્ચરી ૭૬.



આવો ચારણ સુજાન ધારણ દેવોના માન,
  આવો સત્યવાન હે સ્વમાનના પૂજારી–ટેક૦

આવો મંગળ ગવાય જમણે લાડુ જમાય,
  ઉેવટનુ એઠ જુઠ ખાઈ પેટ ભરશું;
મળશું સહુ સગા સાંઇ લેશું પૈસો કે પાઇ,
  બીજે કયાં લગન થાય વાત નક્કી કરશું;
દુનિયા સર કહે ભીખ આપણ સૌ કહો શીખ,
  શુદ્રની સહાય રીખ શાસ્ત્ર કે’ પુકારી–આવો૦ ૧

આવો કવિતાના બાપ ધોવા અહીં પરમ પાપ,
  સઘળા હરતલ સતાપ દુનિયાના ડાયા;
વાણી સુકુમાર યાર ઘર ઘર પરણાવનાર,
  વિક્રય કરનાર ખોડીઆરના હે જાયા;
મન નહીં અપમાન માન ચોરાના મીજમાન,
  વસ્તી સતો સમાન આજ અમારી–આવો૦ ૨

આવો દેવીના બાળ કિરતી કહેવા ભુપાળ,
  આપણ વિણ જગતના સાહિત્યનું શું થાશે;

જાગ્યો વિકરાળ કાળ માનવમતનો વિશાળ,
આપણ વિણ તેહનાં સુગીત કોણ ગાશે;
લંપટને ભીષ્મ કોણ કંજુસને કરણ દ્રાણ,
કહેશે કહો કોણ હાથ કાયરે પમારી–આવો૦ ૩

શુર બહુ કરતા શિકાર, કરતા મધ માંસ આહાર,
અંદર તકરાર ધાર ખાર ખુબ કરતા;
અંગે આળસ અપાર ન હેતો પુરૂષાર્થ પ્યાર,
ભીખબાજ લાજ વિણ ઘર ઘર ફરતા;
કુળના ચીલા ચુકાય તો તે વડવા દુઃખાય,
રહીઆ તે કાજ હાય દેવ ભિખારી–આવો૦ ૪

જગનું નાટક વિરાટ, (એમાં) ચારણનો કયો પાઠ,
એનો કરજો ઉચાટ દેવવંશ રાગી;
જાગ્યો એક નર અઘાટ વશમી દેશે થપાટ,
રહેશો નહિ વાટ ઘાટ ચેતજો સુવાગી;
અદર ભેદોની ભીંત તોડો થઇને અભીત,
માનજો ખચીત એક ઉગરવાની બારી–આવો૦ ૫

સત નહીં કળિજુગમાંઇ, કહેતી ગઈ નાગબાઈ,
કરતી ગઇ આઈ ઉપદેશ એ ભવાની;
એનાં કેટલાં અભાગ તાગે નવ મળે તાગ,
કાગને જગાવે આગ બાળ વિધવાની;
એનાં આંસુની ધાર પ્રલયકાળના અંગાર,
સુણજો દેવી–કુમાર અરજી અમારી–આવો૦ ૬

# "એ ચારણનું કર્મ હતું"

છંદ ત્રિભંગી

સત ઉચ્ચરવાનું, તપ કરવાનું,
એ ચારણનું કર્મ હતું,—ટેક,

ઈર્ષા કરવાનું, મદ ધરવાનું,
માગણ વૃત્તિએ ફરવાનું;
પર ધન હરવાનું, સંઘરવાનું,
ભીખે ઉદર ભરવાનું,
ઘર ઘર ફરવાનું કામ વિનાનું,
દેવી બાળકમાં ન હતું–સત ઉચ્ચરવાનુ૦ ૧

સદ્‌ગુણ સજવાનું, હરિ ભજવાનું,
ગાન મનોહર ગાવાનું,
ઈતિહાસ કથા શુભ રાજપ્રજાની,
સમજીને સમજાવાનું;
આળસ તજવાનું, સુપથ જવાનું,
શીલયુક્ત દઢ સૂત્ર હતું-સત ઉચ્ચરવાનું૦ ૨

મન સબર વિનાનું, પશુ પંખીની,
કબર ઉદરમાં કરવાનું,
દારૂ પીવાનું, ભાંગ મફર ને,
અફીણ કદી કર ધરવાનું;

ગોકાં ખાવાનું, તમગરવાનું,
દેવ તણે અંગે ન હતું–સત ઉચ્ચરવાનું૦ ૩

ઇશ્વરથી ડરતા, પર દુઃખ હરતા,
માતૃભૂમિ માટે મરતા,
સાચું કરતાં, સુખ ઉચ્ચરતાં,
મન મહિપતિથી ન જરા ડરતા;
ત્રંબાળ ગગડતા, સન્મુખ મરતા,
મન કાયર એનું ન હતું–સત ઉચ્ચરવાનું૦ ૪

લંપટ બનવાનું, હડતડવાનું,
ગોત્રજ ગરદન કરવાનું,
ચાડી ખાવાનું, નહિ નાવાનું,
કુટુંબ કલેશ આદરવાનું;
આમંત્રણ વિણ પર ઘર જાવાનું,
કદીએ દિલ એનું ન થતું–સત ઉચ્ચરવાનું૦ ૫

નિજ વંશ વિચારી ગૌરવ ધારી,
પ્રિય ત્રિપુરારી, સંસ્કારી,
કવિતા પર ચારી, પર ઉપકારી,
દશ વિચારી, દાતારી;
એવા અવતારી, ચારણ બારી,
"કાગ" નિરખવા દિલ થતું,
સત ઉચ્ચરવાનું, તપ કરવાનું,
એ ચારણનું કર્મ હતું.

## ખુબ ફલે ફુલવારી

ભૈરવી

ખુબ ફલે ફુલવારી, હમારી, ખુબ ફલે ફુલવારી,
ચારન કી હિતકારી, હમારી ખુબ ફલે ફુલવારી—ટેક

વિદ્યા વેલિકા સુગમ બગીચા,
છાંહુ સદાં સુખકારી;
ધર્મ અર્થ બલ મોક્ષ પ્રદાતા,
દ્વેષનકી ભયહારી— હમારી૦ ૧

સલિલ બિહીન સુમન પ્રદ સૂખતી,
'પાતલ સુત 'ને નિહારી;
પાની પિઆવન 'પિંગલશી 'ને,
ભીષ્મ પ્રતિજ્ઞા ધારી— હમારી૦ ૨

ઇશ્વર સહાય મિલી ઇશ અનુકુલ,
'શંકર'કી જલધારી;
કૃષ્ણુ કૃપાસેં કૈસી મિલ ગઇ,
'પાયક 'કી રખવારી— હમારી૦ ૩

'કૃષ્ણુ ભૂપ'કી પરમ રહમસેં,
વામ વહેન વચારી;
'કાગ' પંછી કોઉ બિઘન કરે ના,
'પટની ' કી કરતારી— હમારી૦ ૪

## ગમાર

નિર અપરાધી જીવનો, શોખે કરે શિકાર,
ત્રાસ નહિ ઇશ્વર તણો, એ પણ એક ગમાર— ૧

બુરા હાલ બદલી ગયા, સુખ પામ્યો સંસાર,
દિન દુખી વિસરી ગયો, એ પણ એક ગમાર— ૨

કાજ નહિ ઉત્તમ કરે, અતિ રાખે અહંકાર,
કહ્યું કરે નહિ કોઇનું, એ પણ એક ગમાર— ૩

ભાઇબધની ભૂલનો, ધોખો ધરે ધરાર,
કાયમ જો ગાયા કરે, એ પણ એક ગમાર— ૪

બાલ વૃદ્ધ જતિ મિત્રને, તાત કરે તકરાર,
તે સામો તપી જાય તો, એ પણ એક ગમાર— ૫

કરે કનોટી કોઇની, પણ નવ આવે પાર,
લીએ અત મરવા લગી, એ પણ એક ગમાર— ૬

ખુશી કરવા ખલકને, નર કોઇ નાદાર,
એબ બનાવે આપની, એ પણ એક ગમાર— ૭

કામં બગાડી ઘર તણું, આંટા દીએ અપાર,
કરજ કરી કીર્તી કરે, એ પણ એક ગમાર— ૮

ભેંશ ગાયને ભાવથી, આપે નહિ અહાર;
દૂધ જ ખાધે ડાવરો, એ પણ એક ગમાર— ૯

ચડે અશ્વ પર ચોંપથી, હાંકે પણ હદપાર;
ઊતરીને અળગું કરે, એ પણ એક ગમાર—૧૦

હળ ખેતર હાંક્યું નહિ, હેતે થઇ હુશિયાર;
અવર ખળાં જોતો ફરે, એ પણ એક ગમાર—૧૧

મનુશ દેહ મળીઆ પછી, જો ન ભજે કિરતાર
અફિણ સાથ પ્રીતિ કરે, એ પણ એક ગમાર—૧૨

માને મનમાં માનવી, દારૂને દિલદાર;
પ્યાલીથી પરવશ બને, એ પણ એક ગમાર—૧૩

ઘર લૂટે અબળા હરે, ત્યાં ન લીએ તલવાર;
જ્ઞાન તણી વાતો કરે, એ પણ એક ગમાર—૧૪

આવે પ્રોણા આગણે, લોભી પીરસનાર;
ભોજનમાં અંતર કરે, એ પણ એક ગમાર—૧૫

શાસ્ત્ર પુરાણો સામટાં, આપેં ભણ્યો અપાર;
વાદ કરે વિદ્વાન થઇ, એ પણ એક ગમાર—૧૬

મોટો ઇશ્વર મ્હેરથી, અંગ મળ્યો અધિકાર;
રંકોને રોળે બહુ, એ પણ એક ગમાર—૧૭

રાજા મધળા રાજ્યનો, આપી દયે અધિકાર;
અધિકારી અંધો બને, એ પણ એક ગમાર—૧૮

માંતીનો માંધો નહિ, ખડ ખેતર અણપાર;
ખાતર વેચે ખેડુતો, એ પણ એક ગમાર—૧૯

આવે તેને આકરો, મારે પોલીસ માર;
સત્ય કદી શોધે નહિ, એ પણ એક ગમાર—૨૦

ન્યાયાસન બેઠા પછી, ન્યાય તણા કરનાર;
કરે પક્ષ જો કોઈની, એ પણ એક ગમાર—૨૧

વહીવટ કરતાં વિશ્વમાં, થાયે બેદરકાર;
કાગળીઆં લાંબાં કરે, એ પણ એક ગમાર—૨૨

રાજા આપે રંકને, તેને ના કહેનાર,
ઇશ્વરની અવનિ વિષે, એ પણ એક ગમાર—૨૩

આપ્યું ચણતર ઉધડું, ચણતરના ચણનાર
ચણતર જો કાચું ચણે, એ પણ એક ગમાર—૨૪

દર્દીની દરકાર નહિ, પૈસા લેવા પ્યાર;
વૈદ હોય જો લોભીઓ, એ પણ એક ગમાર—૨૫

ખુશામતની ને લાલચુ, જો પૈસાનો યાર,
કવિજન કુટો હોય તો એ પણ એક ગમાર—૨૬

ॐ

# મહંતગીરી કે મજુરી ?

પીપાવાવની જગ્યામાં એક વખત, એક નાની ઉમરનો માણસ મસોતાથી વાસણનો મોટો ઢગલો સાફ કરતો હતો.

એક યાત્રાળુ વાણિયાણુ બાઇએ આવીને તેને પૂછ્યું; ' એ બાભરના છોકરા, મહંત કયા છે ? '

ઘડીક તો એ માણસ સામું જ જોઇ રહ્યો. પછી ધીરેથી કહ્યું કે, 'બેન, આ જગ્યામા કોઇ મહંત જ નથી, આ તો સાની જગ્યા છે. અને બધા ઠાકરના ટેલવા છે.'

અજાણ્યાં યાત્રાળુ જેને હજામધારીને પૂછતા હશે એ માણસના દિદાર કેવા હશે ! એનુ નામ જ રામદાસ મહારાજ. પીપાવાવના એ મહંત.

જાત્રાળુઓ, એ જગ્યામા જઇને જોજો. જોઇને ભુલાવો ખાજો મા.

પાણકોરાના મજૂર–પોશાક પહેરી, અને બટકું રોટલો લુખો સુકો ખાઇ એ બાવો રાત દિવસ જગ્યાની મજૂરી કરે છે. એની પૂજા સેવા, માળા એ બધુ એની ખેડ, ખેતર, ખાતર, ઘંટી અને ચૂલો છે. એને ત્યા દોઢસો જેટલી ગાયો ભેંશો છે. વીશેક બળદ, બેચાર ઘોડાં એટલા ઝાઝા પ્રાણીની સારવારમા પણ એ બાવો જાણે એક જ ઢોરની દેખરેખ રાખતો હોય, એમ બધાની રાખે છે.

રાતે સૌ કોઇ સૂતુ હોય ત્યારે એ બાવો ગાયોને ચારવા ગોવાળની સાથે બાવળની કાટમાં રખડતો હોય. છાણના સૂંડલા ઉપાડી ઉપાડી એના માથામા ટાલ પડી ગઇ છે. આસપાસ બાવળની કાંટ છે. એટલે પંખીઓને ઉડાડવા એના ખેતરના મેડામાં એ ગોફણ લઇ બેઠો હોય અથવા હળની પાછળ કે વાવણીઆની પાછળ એ આખો દિવસ ભમતો હોય. અને ખેતરની ધરતીમા બેઘા બેઠો એ

જ્યારે ભાત ખાતો હોય ત્યારે મને તો એમ જ લાગ્યું છે કે રણછોડજી લાડુનો થાળ મૂકી રામદાસની સાથે ખેતરમાંજ ભાત ખાતો હશે.

આવા કર્મપરાયણ મહંતો, સાચા અને મૂંગા સેવક, હાડકાં ઘસીને કામ કરતા હોય, ત્યારે તેની આસપાસ પ્રજામાં કાર્યશક્તિનું કેટલું જબર વાતાવરણ થઇ જાય.

•

(ઓધા મારી અરજુની કેજે. એ રાગ)

સેવા એવી વસમી બાવલિઆની
ટેલ્યું એની લોહીના ટીપાની. ટેક

•

[1]પીપાજીનું મનડું દેખી કોળે
સીતા સાથે આભ તણે ઓળે
ખારા ખારા સાગરને ખોળે— સેવા૦ ૧

બાવાજીને બેસણે ગાદી હશે
અંગે એને રેશમ હીર હશે
તીરથવાસી ભૂલ બધાં કરશે— સેવા૦ ૨

ફાટલ ધાગે વારીદું કરતો હશે
અજાણ્યાં તો મેંત તણું પૂછશે
ઉત્તર એની આંખડલી દેશે— સેવા૦ ૩

---

૧ પીપા ભગત સં. અગિયારમાં થઈ ગયા. એ ગાગરનગઢના રાજા હતા. એમણે પીપાવાવની જગ્યા સ્થાપી. તેની સાથે તેમના પત્ની હતાં એનું નામ સીતા હતું.

નથી એને મોહ શરીર તણો
માન્યો અવતાર મજૂર તણો
લીધો માથે સૂંડણો છાંણ તણો—સેવા૦ ૪

દિવસ આખો ખેતરડે ડગલાં
પાવે એને ધુડ તણા ઢગલા
મારે મન કંકુ તણાં પગલાં—સેવા૦ ૫

લાગ્યો એને ટેલ તણો નેડો,
પૂજા એની હળનો જે ધોરીડો,
માળા એની ગોફણ ને મેડો—સેવા૦ ૬

ઉડાડીને કે'તો પંખીડાંને
લેવા દઉં નૈ ચાંચ ભરી તમને
આ તો મારે દેવું ભુખ્યાં જનને—સેવા૦ ૭

સુતાં જ્યારે માનવી નીંદરમાં
"રામો[1]" ત્યારે ઢોર તણા ધણમાં
રાતડલીમાં જોગી ઘુમે રણમાં—સેવા૦ ૮

આરતીયુંના દીપ ઝમાળ બળે
જોયું ત્યાં તો ઠાકર ત્યાં ન મળે
"રામા" સાથે ખેતરમાં રઝળે—સેવા૦ ૯

---

૧ રામદાસજી.

માધુડા તો દૂધડીએ નાશે
મીઠા મીઠા ભોજનીઆ ખાશે
ભાતુ એનું વાવણીએ જાશે—સેવા૦ ૧૦

થાળી ટાણે ત્રીકમ ત્યા ન હતો
વાવાજીને થાળ નો'તો ગમતો
"ગમા" નગે ભાતડીયા જમતો—સેવા૦ ૧૧

એવા જ્યારે મેત બધે થાશે
વાણા ત્યારે કાગ રૂડા વાશે
જોયે એને પાપ વયા જાશે—સેવા૦ ૧૨



"એ વખત પટણી પ્રભાશંકર યાદ સૌને આવશે"

સ્વ પટ્ટણીજી



"કૃષ્ન કેરા હૈડામાં છુપતો દીઠો"
"જીવતો દીઠો"

# મારા કવિ–જીવનનું એક પાનું

## [ પટ્ટણીજીનાં સંભારણાં ]

મારી આ નવી કવિતાને માથે જે ટિપ્પણીઓ લખી છે, તે પરથી જોઈ શકાશે કે આ કવિતાઓની પાછળ સ્વ. પટ્ટણીજીની પ્રેરણા, તેમનું પોષણ તેમ જ જતન છે. આજે એ પુરુષની હમેશની ગેરહાજરી છે. એટલે જે કેટલીક વાતો હું એમને હયાતીમાં ન કહી શકત તે અત્યારે કહેવા માગું છું.

સ્વ. પટ્ટણીજીનો ને મારો પહેલો મેળાપ એક વસમી વેળાએ, અને વસમી રીતે થયેલો. ભાવનગર તાબા હેઠનાં ચારણોના ગરાસ નિર્વંશ જતાં રાજ દાખલ થાય એવા એક જરીપુરાણા, કોણ જાણે કંઇ અડબંગ રીતે થયેલા ધારાનો અમલ સવત ૧૯૮૪માં એકાએક અમારા ઉપર થયો. એ અન્યાય હતો. એની સામે દાદ મેળવવા અમે પાંચસો ચારણો–સ્ત્રીઓ ને પુરુષો ભાવનગર પહોંચ્યા. એક દિ, બે દિ, એમ સતાવીશ દિન અમે પાંચસો ગરીબોએ ખેંચ્યા પણ પટ્ટણીજીનો મેળાપ જ ન થાય! અમને ક્યાય પટ્ટણીજી ગોત્યા ન જડે. પટ્ટણીજીને ઘેર જાયેં તો કહે લીલે બંગલે પધાર્યા, ને લીલે બંગલે પોગીયેં ત્યાં બીજે દરવાજેથી બહાર ચાલ્યા ગયા હોય!

આખરે એક દિ, અમે પાંચસો ચારણ ચારણ્યોએ લાગ ગોતી સ્વ. રમા બાની મોટરને રોકી પાડી. મને ઝાંખું ઝાંખું એમ સાંભરે છે કે બળેવને દિ' એ મહારાજા સાહેબ (તે દિવસ ૧૫ વર્ષના) ને રાખડી બાંધવા જાતાં હતાં. મહારાજા સાહેબ પણ આ ચારણ અરજદારો સાથે ન ભટકાઇ જાય એ માટે એમને પણ નીલમ બાગમાં જ એ બધા દિવસો વીતાવવા પડેલા, ને ચારણ વરણ કાંઇક અવળો કામો

કરી બેસશે એવા વ્હેમથી બજેવની સવારી પણ બંધ રહેલી એમ અમારૂં માનવું થએલું.

રમા બા : શું છે તમારે?

અમે : બીજું કાંઇ નહિ. અમને પટ્ટણી સાહેબનો મેળાપ કરાવો.

રમા બા : પટ્ટણી સાહેબ તમને મળતા નથી?

અમે : સતાવીશ દિથી આંટી પાંચમો ચારણ પાટકીએ છીએ, તોય પટ્ટણી સાહેબ નથી મળ્યા.

રમા : તો એ પટ્ટણી સાહેબ જ નહિ! હું તમને વેણ દઉં તો મને છોડશો?

સારી વારની સમજાવટ પછી હઠીલા ચારણોએ રમા બાને જવા દીધાં. પછી 'કોણ જાણે શું યે થયું', કે પટ્ટણીજી મોટરમાં તતકાળ આવી પહોંચ્યા. આવીને અમને તો ખૂબ બીવરામણી બતાવી. ડારા દઇને પાછી સડડડ મોટર હંકારી મેલી.

તે પછી અમે લાંઘણ આદરી (ફક્ત વરીયાળી ખાવાથી છૂટ!) એક બે ને ત્રીજી લાંઘણે અમને પટ્ટણી સાહેબની મુલાકાત નીલમ બાગમાં હજુર બંગલે થઇ. પોતે અમને ધમકાવવા મંડયા. એમનું છેવટનું વાક્ય આ હતું : "શું તમો ચારણો આંહી મોખડાજી ગોહીલની યે પહેલાં ગનસ લઇને બેઠા'તા એમ?"

સામેથી પછી ન રહેવાણું. હું તો નાની ઉંમરનો. પણ હિંમત કરીને આગળ આવ્યો. મને મારાં બોલેલ વેણ યાદ છે : ત્રણ દિની લાંઘણ ખેંચ્યા પછી ખામોશ રાખવાનું ન બની શક્યું. મેં કહ્યું હતું કે—

"સાહેબ, તમે મોખડો ગોહિલ મોખડો ગોહિલ શું કરો છો? અમારા ઘરમાં તો પેશ્વા, સીદી સરકાર, ખસીયાઓ અને વાળાઓ

વગેરેના આદુકા લેખ પરવાના છે, ને ભાવનગરનો પૂર્વજ મોખડો તો હજી ગઇ કાલ ગણપુરથી ઊતરીને પેરભ આવેલો. કયાં મોખડો ! કયાં અમારા દરિયા કાંઠાના ગામડાં ! શું મોખડાની આણ ત્યાં કંઠાળમાં ફરતી'તી સાહેબ ! .

"સાહેબ. ડાહ્યા તો અમે તમારી કરતા વધારે છીએ, પણ અમારી પાસે તમારા ભાગ્ય નથી ના ! નીકર તમારી એકોએક દલીલનો અમે બરોબર ઉત્તર દઇએ. પણ ભાગ્ય પટ્ટણીનાં કયાથી કાઢવા ?

"અને સાહેબ, તમારી કવિતાની લીંટીયું મને મોઢે છે—કે

જન મન અંદર પેસી શકીને
દુઃખમા ભાગીઓ થાઉં
બની શકે તો શાંતિ પમાડું
એને આંસુએ ન્હાઉં.
બતાવો ઉપાય કો એવો
બનું દુખે ભાગીઓ જેવો

"તે સાહેબ આજ અમારા આસુ શુ નાવા લાયક નથી ? શું બોગીંગડાના [1]કણબી પટેલના જ આસુ નાવા જેવા હતા !

"તમારી કવિતા જો સાચી હોય તો સાહેબ, અટાણે અમારે આસુએ નાર ને ખોટી હોય તો તમે જાણો !"

હું જ્યારે બોલવા માંડ્યો ત્યારે પટ્ટણીજીએ કતરાઇને પૂછ્યું કે "આ નવો ચારણ કોણ છે ? બોલકો લાગે છે !" પણ મે જ્યારે

1 એ કણબી પટેલને થએલ અન્યાયની શ્રી પટ્ટણી સહેબને ખબર પડી ત્યારે, "જનમન અંદર પેસી શકીને" એ ગીત એમણે લખ્યું હતુ—

એની કવિતાના વેણ ઉપર ભાર કર્યો ત્યારે એ મો બેય હાથની હથેળીઓમા દાઢી દઈ ખુરશી માથે એ બાજુ ઢળી પડયા

મે એ દૃશ્ય દેખ્યુ તે વખતે નાશમ પડયો કે આ મે શુ કર્યુ !

વાતને વધુ લબાવવો નથી તે દિવસ પટ્ટણીજીએ અમારી દાદને મો એ મો ટમ પૂરો ન્યાય આપનારો ઠરાવ કર્યો ને અમે સૌ પદર વર્ષના બાળ મહારાજાને તેમ જ પટ્ટણીજીને આશિષો આપી ઘેર ગયા.



વર્ષો વીત્યા મોટા થયેલા મહારાજા પર મે હુ મ વેજાઇ રામાયણ સભળાવવો પટ્ટણીજીને મળવાનુ કોઈ પ્રયોજન જ ઊભુ થયુ નહોતુ, એક દિવસ એ રાજ મહિલ વીકટર આ મા મને યાદ કર્યો હુ ગયો પેતે કહ્યુ, રામાયણ સભળાવીશ ? મે સકોચાતે દિલે કહ્યુ, આપ તો વિદ્વાન છો આપની સામે " ત્યા તો રમા બા બોલી ઊઠ્યા—

"ભને અમે વિદ્વાન હશુ અમારે તારે મોઢેથી વાણી સાભળવી છે."

રામાયણ સભળાવીને પછી હુ નીચે ઊતર્યો ત્યારે એક અધિકારી સ્ત્રીએ મને રોક્યો, કહ્યુ, 'પટ્ટણી સાહેબ તને પાઘ આપવા માગે છે'

હુ લેવો નથી એ વાત એમને સમજાવતો હતો ત્યા તો પોતે જ નીચે ઊતર્યા પૂછ્યુ, 'શી ખોવટ ચાલી રહી છે ?' મે એમનો આભાર માની મારી મુશ્કેલી સમજાવી, એમણે પૂછ્યુ 'શાયથી લેતો નથી ?'

મે કહ્યુ ના સાહેબ

"ઠીક ત્યારે ' એમ કહી મારી પીઠ થાબડતા થાબડતા એમણે મને કહ્યુ "તારુ નીમ મને ગમ્યુ છે હવે તને કહુ છુ કે ક્યાય માગીશ નહિ ક્યાયથી લઈશ મા '

એ પ્રસંગનો મર્મ મારા મનમાં આ રીતે સંઘરાયો છે, કે પોતે દાન આપીને મોટાઇ મેળવવી, અથવા આવા કોઇ નીમાધારીને નિહાળી તેના પ્રત્યે તુચ્છકાર અનુભવવો એ એક સ્વાભાવિક ક્ષુદ્ર લાગણી છે. પણ આ પુરુષે તો ઊલટાનું મારા નીમનું જ શુભ વાચ્છ્યું.



તે પછી અમારું મળવું વિશેષ થવા લાગ્યું. ભાવનગર ગયો હોઉં તો બંગલે લઇ જાય. આખા ઘરને ભેળું કરે. અમે તમામ ડાયરો ધરતી માથે એક જ ગાલીચે બેસીએ હું સંભળાવું ત્યાં સુધી સૌ એક કાન થઇ સાંભળે. ગાંધીજીના ગીતો વિશેષ ગાવા પોતે મને સૂચવે ને હું ગાઇ રહું પછી સૌ એ ગીતો પર જ ચર્ચા કરે.

પોતાને ઘેર જલસો કરવા અથવા બે ઘડીનું મનોરંજન લૂંટવાની હળવી મનોવૃત્તિથી તો ઘણા તેડાવે. પણ આંહીં મેં જોયું કે ગંભીર જ્ઞાન-ભૂખ અને સત્સમાગમની વિવેકભરી તૃષા છે. ચારણને, વાર્તાકારને, સાહિત્યકારને, કે ટીખળકારને પોતાનો થાક ઉતરાવનાર તરીકે, વિદૂષક તરીકે, કાંઇ નહિ તો શોભાની કલગી તરીકે સાથે ફેરવવાની એક તાસીર હોય છે, તે જુદી, ને આ પુરુષનું મારા પ્રત્યેનું વર્તન સાવ જુદું જ, એ મેં એમની સાથેના પ્રવાસો દરમ્યાન વધુ વધુ જોયું. મેં જોયું કે એ મને પોતાનો સાહિત્યરસનો સાથી ગણતા. એ મારી સાથેની એકલ બેઠક વધુ પસંદ કરતા, એના અંતરની અંદર ઘણે ઘણે આઘે સુધી એ મને લઇ જતા. હું ચારણ કવિ છું ને એ રાજપુરુષ છે એવું નહોતું રહ્યું

આ સહવાસ દરમ્યાન મેં અનુભવેલા કેટલાક પ્રસંગો ને વાર્તાલાપો ટપકાવું છું

**પ્રશ્ન :** માણસ કેવો હોય એનો છેલો આંક શા પર બાંધવો?

જવાબ અજવાળામાં હોય તેવો નહિ પણ અંધારામાં હોય તેવો.



એક માણસે આવી પટ્ટણીજીને કહ્યું કે "બાપુજી, અમુક માણસ તમારી વિરુદ્ધ સહેજ બોલે છે અને તમો તો તેને કોઈને કોઈ રીતની લાભ આપી બચાવી જાવ છો

જવાબ સાચી વાત ભાઈ એક વાત છે સાંભળો એક સાધુ નદીમાં સ્નાન કરતે હતો ત્યાં વીંછી તણાતો આવતો જોઈ તેને બહાર કાઢવા પાણીમાંથી હાથમાં લીધો તુરત જ વીંછીએ ડંખ દીધો દુઃખ થયું. અને હાથ ઝાટકો એટલે વીંછી પાણીમાં પડી ગયો પાછો લીધો એમ વાર લીધો ને એમ વાર વીંછી કરડ્યો ઘણું જ ઝેર ચડવાથી સાધુ પડી ગયો એક માણસ આ બધું જોતો જોતો ઉભો હતો તેણે પાસે આવીને પૂછ્યું કે આવું છતાં આપે વારવાર વીંછીને શા માટે હાથમાં લીધો ? અગાધ વેદનામાં સાધુ હસીને બોલ્યો કે 'ભાઈ, વાંક જ એનો છે કે વીંછી જેવું ઝેરી પ્રાણી પણ પોતાનો સ્વભાવ જે ડંખવાનો છે તે છોડતું નથી ત્યારે મારે મારો સાધુનો સ્વભાવ જે બચાવવાનો છે તે કેમ છોડવો !'



દીને બગને બરાબર બાર વાગે પેતે જમવા બેઠા હતા તે વખતે એક દાઢીવાળાને દીઠો

"પગવાળા, પેલા દાઢીવાળા કોણ આમ આવે છે—

"બાપુજી, ચારણ છે મળવા માગે છે."

'હા હા લાવો'

ચારણ દાખલ થાય છે, એને પટ્ટણીજી પૂછે છે.

" ગઢવી, ક્યારે આવ્યા છો ? "

" સુરજ ચોરીઆવા ચડયો ત્યાંથી આવ્યો છું; પણ મોટરનું હાંકીએ હાંકીયું ધામે એટલે માગ્ય તો વાગ્ય જ આવ્યો નહિ ! "

" તમારૂ નામ ? "

" હાજો ગઢવી. "

" કહો, શું કહેવું છે ? "

" બાપ કાંઇ અરજ નથી પણ હું માગું તે આપ. હા કહે તો કહું. "

" અરે ગઢવી, આ હળાહળ કળજુગમાં વચન અપાય ખરૂં ? "

" તો કાંઇ નહિ " એ એંશી વરસનો ડોમો ચારણ પોતાની ધોળી દાઢી પર હાથ ફેરવતો પાછો ફર્યો. પટ્ટણીજીએ ઊભા થઇ હાથ ઝાલ્યો. ' ગઢવી કંઇક જરૂર હોય તો હું જે કહો તે મદદ કરૂં. "

"ના બાપ, મારે તો તારૂં વેણ લેવું છે"

ઘણી રકઝક પછી "કહો, માગો ગઢવી, મારી જોગ માગજો."

"બાપ, તું તો શંકરનો ગણ છો, જેથી પલંગ પરથી આ ખુરશી પર ઘડીક બેસ. મારે તને સાત પ્રદક્ષણા ફરવી છે" દિઙ્મૂઢ બ્રાહ્મણ . ડોમો આંખો વીંચી બેસી રહ્યો. ચારણ ડોસો પ્રદક્ષિણા ફરી પગે પડયો.

ઘડીક આડી અવળી વાતો ચાલ્યા પછી—

" ગઢવી તમો માગી જાણો કે તમારા જોગુ હોય તો બ્રાહ્મણ સાધુને આપી શકો ખરા ? "

"અરે બાપ, હું શું આપી શકું ! પણ અમારા ઘરધણી જોગ તો બ્રાહ્મણ સાધુ આવના તો હશે જ ના. અમે પણ હાથ જોડી, જથાશક્તિ આપીએ' તો ખરૂં જ નાં ! રાજા દાને ને પ્રજા અસનાને."

"ત્યારે હું માગું તો મને આપશો ? આપણે તો બ્રાહ્મણ ચારણ એક જ છીએ."

"ઓહો બાપ, હું શું આપું ! વીશંભરે તને શી વાતનો તોટો ગણ્યો છે ? બાપ, તારા ભાગ્યમાં તો હજારૂંનાં ભાગ્ય સમાઈ ગયાં છે. પણ મારા જેવું કામ હોય તો બે ગાઉ ગયો છું પણ આખ્યે ધોડ્યો જાઉં."

"વાહ ગઢવી, માગો છો, તેમ પાછા દઈ જાણો છો ખરા."

પટ્ટણીજી ઊભા થયા. દાના ગઢવીના હાથ ઝાલી ખુરશી પર બેસાર્યા. સાત પ્રદક્ષિણા કરી પગે રૂ. સો મેલ્યા.

ચારણે જવાબ દીધો—

"બાપ, મેં કહ્યું છે કે મારા જેવું કામ હશે તો કરીશ. આ રૂપિયા લેવા એ મારૂં કામ નથી અને ગજું પણ નથી."

એટલું કહી રૂપિયા લીધા વગર જ દાનો ગઢવી ચાલ્યા ગયા, ફરી કદિ આવ્યા જ નહિ.



"ગામ ઘણું મારૂં ને મોટું પણ ખરું, વાહ ગામ."

ભાવનગરના બાળ મહારાજાના મોઢામાંથી એ વેણ નીસર્યાં : ગગા ઓઝાને આપેલ તુરખા ગામ જોઈને.

પટ્ટણીજી સાથે હતા. ધીમે ધીમે મોટર પંથ કાપવા માંડી. બાકી અરધી વાતો ચાલતી હતી. થોડીક વાર પછી પટ્ટણીજીએ એક નાની વાર્તા માંડી—

મહારાજ; કૃષ્ણની એક વાત છે. તે દિ' ન આગમવત્ની નાની ઉમર: તાજા ગાદીએ બેઠેલા. ફરવા નીકળ્યા. ગરુડ વડે રૂપસાગર સાથે:

એમાં એક ચારણોનું ગામ રસ્તામાં આવ્યું. ગામ તે ગામ જેવું ગામઃ લીલું નાઘેરઃ હરણ કપાળી કાળ જમીન. માંજેલ સ્લેટ જેવાં ખેતરડાં અને હાંડા જેવું ગામ જોઇ રા. પ્રાગમલજી બોલ્યા "વજીરજી, ગામ બહુ સારૂં. આ ગામ આપણું છે કે બીજાનું?" ઘોડાગાડી ચાલતી જાય છે. ધીરે રહી વજીર બોલ્યા, "બાપુ, આ ગામ તો દસોંદી ચારણોનું છે. આપના વડવાઓએ આપેલ છે." ચાલતાં ચાલતાં ભુજના બીજા ગામનો સીમાડો આવ્યો. આઠદસ હાથ સરહદ છેટી રહી ત્યારે એ બુઢો રજપૂત ગાડીથી હેઠો ઊતરી પોતાના લુગડાથી ઘોડાઓને તથા ગાડીને ખંખેરવા લાગ્યો. નાના રાજાને કુતુહળ થયું. ગાડી ચાલતી થઇ. ધીમે રહીને મ'પ્રાગમલજીએ પૂછ્યું, "વજીરજી તમે આ શું કર્યું?

"જીવેરા બાપુ, વાત એમ છે કે આ ગામ, ચારણોને બક્ષીસ આપેલ છે. રાજાનો એવો ધર્મ છે કે બક્ષીસ આપેલી વસ્તુનો કોઇ દિવસ ઉપભોગ થાય નહિ, પણ હકીકત બહુ ઝીણી છે. એટલી જ હકીકત છે કે, આ ચારણોના ગામની ધૂળ ઘોડાઓને તથા ગાડી અને પૈડાંને ચોંટી હતી એ ધૂળ જો આપણી જમીનમાં મળે, એની આવકનો પૈસો આપણા ખજાનામાં આવે, તો તે સર્પ રૂપ છે. એ વાતને હું જાણું છું, એટલે ચારણોની ધૂળ તેની હદમાં ખંખેરી નાખી છે."

પોતાના રાજાની આવક વધારવા પ્રિય થનાર અત્યારના મુત્સદીઓનાં કોઈ મોઢાં એવાં છે કે પોતાના રાજાને આવી વાત સંભળાવે?



"કવિરાજ ઓગ આવો, પાસે બેસી વાતો કરીએ." એમ કહી એક ચારણને પોતાની પાસેની ખુરસી બતાવી. ચારણ કવિ તેમના પગ પાસે

આવીને હેઠા બેસી ગયા. તેને બેઉ હાથ પકડી પટ્ટણીજીએ કહ્યું 'ખુરશી પર બેસો' ચારણ કહે "ના જી, તમારા પગમાં હેઠો બેઠો છું. ઠીક છે."

"ના, ના, ના, બને જ નહિ કવિરાજ હું કોઈને હેઠો બેસારતો નથી, અને જે દી બીજાને હેઠા બેસારવાની દાનત થશે તે દી પ્રભુ મને હેઠો બેસારશે. દુનિયામાં જેઓ કોઈને હેઠા બેસારે છે તેને હરિ હેઠા બેસારે છે"



વસૂલાતી થયા પછી પટ્ટણીજી ખેડુતોની સ્થિતિની તપાસ અર્થે ફરવા નીકળેલા. તેમનો સિમ્ટર મુકામ થયો. હું વિસ્મગના બગલે તેમના દર્શને ગયો. અને તેમને વસૂલાતી થવા બદલ મુબારકબાદી આપી પોતે બોલ્યા કે "મુબારકબાદી તો હું ચાણક્ય થાઉં ત્યારે અપાય."



મે કહ્યુ કે "મારે એક અરજ કરવી છે" પોતે બોલ્યા "જરૂર કરો"

"ઘણા વર્ષોથી મારા મનમા રમતી એક વાતનો નીવેડો હજુ સુધી આવ્યો નથી. આપ દિવાન હતા ત્યારે હુ નાનો હતો, આપ કાઉન્સિલના પ્રમુખ હતા ત્યારે પણ અરજ થઇ શકી નથી. હવે આપ .."

વચ્ચેથી જ પોતે મારી અરજ સમજી ગયા હોય તેમ બોલ્યા.

"સાભળ તારી વાત વચ્ચે મારે બોલવું એ ઠીક નહિ પણ પછી કદાચ ભૂલીયે જાઉં. આજ રાતે મારે તારે ત્યા જમવું છે."

હુ તો રાજી રાજી થઇ ગયો.

મારી બધી ગોઠવણી તેમણે પોતાની પ્રેમભરી આતુરીથી વાંચી લીધી. પણ મારા મનમાં એક બ્હીક હતી કે આજ સુધી મારૂ નીમ પળાવ્યા પછી વેર આવી વેર વાળશે ! એટલે મેં કહ્યું –

'મારે ત્યાં આપ જમવા પધારો એ મારા અહોભાગ્ય. પરંતુ આપનો સ્વભાવ પાછા ઝકડાવતા નહિ. નહિ તો મારે ત્યાં જમવું એ વિલાયતની વીશીમાં જમવા જેવું થાશે."

પોતે પૂછ્યું કે "તારા માતુશ્રી હયાત છે ના ?" મેં કહ્યું "હા"

"એ ચારણ જોગમાયાના હાથના ઘડેલા બાજરાના રોટલા અને દૂધ જ આપણે જમવું છે"

ચાંદલો કરવા જતા થાળીમાં કાંઇક મૂકાય, એ રીવાજનો પોતે લાભ લેશે તો ! એ બ્હીકે અમે કકાવડીની થાળી જ સંતાડી દીધી ઢોલીયા પર પોતે બેઠા. થાળી પગે ભટકાણી પૂછ્યું શું છે ? મેં પેટની વાત કરી ત્યારે ભેનરાની ઝેણે મને હિંમત દીધી "ના, ના. હું કાંઇ જ નહિ મૂકું." પછી ચાંદલો થયો



જમતા જમતા પોતે બોલ્યા. કંઇક ગાંધીજીનું ગાં જોઇએ, આપણે આ વખતે સાથે હરિપુરા જવું છે અને બધા ગીતો મહાત્માજીને સંભળાવવા છે"

મેં ઘણા ગીતો સંભળાવ્યા પોતે પ્રસન્ન થઇને બોલ્યા

"હરિપુરાનું ભાતું તો ઘણું કરી રાખ્યું છે ને શું"



વિષ્ટના બંગલામાં પ્રસંગોપાત વાત નિકળતાં એમને વિનતિ કરી કે "આપની વાતો નાની, પણ હોય છે મંત્ર જેવી. કોઈ એકાદ ટુચકો સંભળાવશો?" પોતે બોલ્યા, "હા, કહું. સોનાની કસોટી, કાળો પથ્થર છે (એનું નામ જ કસોટીનો પથ્થર છે) તેના પર ઘસવાથી સોનું કેટલા વલું છે તે જણાઈ આવે છે તેમ માણસની કસોટી સોનું છે." (એટલે કે પૈસાથી માણસનું માપ જણાઈ રહે છે)



એક વખત વાતો કરતા કરતા પોતાને હૃદયમાં દુઃખ થતું હોય તેમ લાગ્યું. છાતી પર હાથ ફેરવવા માંડયા. મોટા મોટા શ્વાસો લેવા માંડયા. કેવું દુઃખ થતું હશે એ તો પોતે જ જાણે પણ મોઢા ઉપર તો અસહ્ય વેદના થતી દેખાતી હતી માગથી સહેજે પૂછાઈ ગયું "આપને હૃદયમાં શાથી દુઃખ થઈ જાય છે? એની આપને ખબર પડે છે કે નહિ? કોઈ એવા ખોરાકથી કે બહુ શ્રમ લેવાથી દુઃખ થાય છે?" પોતે બોલ્યા "ઘણા ખોરાકો ખાધા અને બદલ્યા છે. ઘણા શ્રમોએ લીધા છે એનાથી દુઃખ થતું હોય એમ મને લાગ્યું નથી. વેદના તો માત્ર એક જ વાતથી થાય છે અને તે એ કે એક હાડકમ ણુસ* હોય, તેના વિરૂદ્ધ ફરિયાદ આવે હું એને કંઈ દંડ આપી શકું નહિ અને એ ઘણા માણસોને દુઃખ આપ્યા વિના રહે નહિ. આ વિચારના તોફાનથી જ મને હૃદયમાં દુઃખ થાય છે—પણ મારી દયા કોને આવે?"



---

* હિરામેર હરામી માણસ

કુંગરના દરબારી ઉતારામાં ખેડૂતો અને વેપારીઓની વચ્ચે બેઠા બેઠા ધીમે સાદે બોલ્યા "કાં શેઠીઆઓ, વ્યાજના ભાવ શું ચાલે છે?" એક વેપારીભાઇ બોલ્યા, "સાહેબ, હવે તો સવાયા રૂપિયા થાય છે. વ્યાજ ઘણાં હલકાં થઇ ગયાં."

લોહી તપતું હતું અને હૃદયમાં આગ ભભૂકતી હતી તો પણ થોડુંક હસીને બોલ્યા "શેઠીઆઓ, હવે સમજો તો સારું કહેવાય. મહારાજાની તિજોરીની કોથળીઓ ને કોથળીઓ ઠલવીને ભાવનગરના ખેડૂતને કરજ મુક્ત કર્યો. એક દશકો તો એને ચોપડામાંથી બહાર રાખો. પોણો ટકો વ્યાજ પણ હદપાર છે. તમને વિશ્વાસ કેમ નથી આવતો કે જે ખેડૂત બાર મહિને મારી જબ્બર તિજોરી ભરી દે છે તે તમારી નાનકડી પેટીનો હડફો નહિ ભરી આપે!"



વિકટરને બંગલે મુકામ હતો. બરાબર એકનો સમય થયો હતો. પોતે ગામડાઓમાંથી પધાર્યા. બાવડે હાથ રાખી મોટરમાંથી ઉતર્યા. પથારીમાં પડ્યા અને મને બોલાવ્યો. ગજલની એક લીટી બોલ્યા. "દયાના માગનારાઓ, દયા કરજો દયા કરજો." એની પાદપૂર્તિ બનાવીશ?

વાત એમ બની હતી. વિકટર તાબે મસૂન્દા નામે ચારણોનું એક ગામ છે. આખા ગામ ધરાવનાર ચારણોના પેટા-બારખાલી તરિકે તેમના ભાણેજ ચારણો તથા પસાયતા ચારણો હોય છે. આવા પેટા બારખલી ચારણો ભાગદાર ગણાતા નથી. કારણ કે ગામેતી ચારણની આપેલી જમીન તેઓ ખાતા હોય છે. અને સુધારા વરાડ પણ ગામેતીને ભરે છે. ભાવનગર તાબે ચારણોના આખાં ગામ ત્રીશ છે. તેમના સેટલમેન્ટ નક્કી થઈ ગયાં છે. બારખલીઓને

ભાગદાર ગણી શકાય નહિ અને તે બારખના ચાકરો દરમામાં મીંઢો સુથાર વગેરે ભરી શકે નહિ પણ ગામેતીને ભરે

આ મજૂરા ગામના ગામેતી અને બારખના (પસાયતાં) એક ચારણ ડોશીને તકરાર હતી. ડોશીની ફરિયાદ એવી હતી કે તેઓ ભાગદાર છે અને સુથાર વગેરે મીંઢો દરમામાં ભરે જો કે ખરી રીતે તેઓ પસાયતા હતા ભાગદાર નહિ (હું તે ગામની વહેંચણીનો પંચ હોઈ મને આ બાબતની માહિતી હોય એ સ્વાભાવિક છે) એવી રીતની ચોખવટ ઘણા વખત પહેલાં સેટલમેન્ટથી નક્કી થઈ ગએલી હતી આમ હોવા છતાં ડોશી જૂના જમાનાના માણસ હોઈ પોતે ભાગદાર છે તેવી રીતની ફરિયાદ પટણી સાહેબ (જ્યારે ડુંગરથી પાછા વળ્યા ત્યારે) પાસે કરી અને તડતડતા તડકામાં મોટર આડે ઊભા રહી ખૂબ કકળાટ કર્યો પટણી સાહેબને ડોશીના કકળાટથી બહુ લાગી આવ્યું અને વિકાર આવતા ઉપલી ગઝલની પાદપૂર્તિની લીટી બોલ્યા એ લીટીનો આશય એ હતો કે ના. મહારાજા સાહેબે દયા કરી ચારણોને માત પેઢીનો વારસો આપ્યો છે માટે ગામેતી ચારણોએ પણ પોતાના તાબાના માણસો (પસાયતા વગેરે) પર દયા રાખવી જોઈએ '

પણ જે વસ્તુ સેટલમેન્ટથી નક્કી થઈ ગએલ તે અત્યારે ફરે નહિ એમ ઉપર જણાવ્યા મુજબ હકીકત હતી એટલે મેં પાદપૂર્તિની નીચે બીજી લીટી બનાવી અને બોલ્યો

દયાના માગનારાઓ, દયા કરજો દયા કરજો,
દયા કરનાર ઓ દાતા, દયા હદ જાળવી કરજો,

પોતે એ સાંભળીને હસી પડ્યા. અને બોલ્યા કે ચારણોની તકરાર ચારણથી જ પાર પડે.



ગજુલાના દરબારી ઉતારામાં ખેડૂતોનો ડાયરો પૂરો થયો, પોતે માંડ માંડ (થાકી ગએલા હોવાથી) ઊભા થયા. લાકડીનો ટેકો લઇને જ્યાં ચાલવા જતા હતા ત્યાં તો એક ફરિયાદ આવી. બે ભાઇઓ વચ્ચેની તકરાર માટે ફરિયાદ હતી અને હતી પણ સાવ ખોટી. ફરિયાદ કરનારને દરબારમાં તુમારો ચલાવવાનો શોખ હતો. બરોબર અર્ધો કલાક સુધી ફરિયાદની બધી હકીકત સાંભળીને પછી ધીરેથી આંખો ઉઘાડી જરાક હસીને ફરિયાદીને પૂછ્યું, "જાતે કેવા છો?"

ફરિયાદીએ કહ્યું "ધોબી". પોતે આશ્ચર્ય-ઉદ્‌ગાર કાઢ્યા, "હેં, હેં!" ફરિયાદી બોલ્યો, "હા સાહેબ, ધોબી છું." પોતે બોલ્યા, "એમ ! સાંભળો, ધોબી ભગત, પરમેશ્વર બે વાર હસે છે. એક તો મારા જેવો બુઢ્ઢો જીવવા માટે દવા ઘૂંટાવતો હોય ત્યારે અને બીજું એક માના બે દીકરા સામસામા લડે ત્યારે. અરે ભલા માણસ, આખા મુલકનો ધોયો અને પોતાનો જ સાચવી રાખ્યો ! (મેલ.)

ઘણાં માણસોમાં *૧ધોબી તો શરમાઇ ગયો એટલે સીધો રસ્તે જ પડ્યો.



છેલ્લી વાર પોતે બંદરની લડાઇ માટે વિલાયત ચાલ્યા ત્યારે બનેલા પ્રસંગનો હું નજરો નજર સાક્ષી છું. રાતના ૮-૯નો સુમારઃ

* ૧ બાઝનાર ધોબી સગા ભાઇ હતા.

રમા આ લગભગ મરણ–પથારીએ: તાવ ભરાણો હતો. એમણે પતિને પોતાની પાસે બોલાવીને હાથ ઝાલીને કહ્યું.

"તમે અત્યારે વિલાયત જવા માગો છો."

"હા." ટૂંકો જવાબ.

"આપણે બેઉને સાથે જવાનું હતું તેને બદલે એકલા જાવ છો!"

"હા." એ જ સૂકો ટૂંકો જવાબ.

"મને આ સ્થિતિમાં મૂકી ને!"

"જુવો, એક પલ્લામાં તમારા ને માસ સ્નેહ–સંબંધને મૂકું છું, બીજા પલ્લામાં જેનું અન્ન ખાઉં છું તેના પ્રત્યેની ફરજને મૂકું છું. બીજું પલ્લું નીચે નમે છે. માટે જાઉં છું. એમાં જો ઇશ્વરનો અપરાધી બનતો હઈશ તો આવતે અવતાર સારાં કરજ ચૂકાવીશ. અત્યારે તો જાઉં છું."

આઠે દા'ડે વાતવાતમાં, ઘણીવાર તો ધૂળ જેવી લાગતી વાતમાં પણ ગળગળા બનનાર પટ્ટણીજી તે રાત્રિયે ઘેનભરી પત્નીને સદાને માટે છોડીને જ્યારે કટ કટ કટ પગથિયાં ઊતર્યા ત્યારે તેના ગળામાં ખરેડી પણ નહોતી.

બીજો પ્રસંગ શ્રી અનંતરાયભાઇને વિલાયત રાજ–કામે મોકલવાનો હતો. નક્કી થયેલ દિવસે અંતુભાઇને એક સો ને ચાર ડીગ્રી તાવ ચડેલો. ઘરનાં તમામ કુટુંબીજનો કોચવાતાં હતાં: તેમને બોલાવીને પટ્ટણીજીએ કહ્યું: "અનંતરાયનો હું બાપ છું. પહેલો હું, ને તે પછે એ: ને હું કોને હઇને? રાજને હઇને. નીકર ક્યાં હત અંતુભાઇ, ને ક્યાં હત તમે સૌ? માટે એણે જવું જ જોશે. ને ઊતારવો હશે તો ભગવાન એનો તાવ કેડે જ ઊતારશે."

છેલ્લા બે વર્ષથી એને મહિનામા વીશ દિવસ તાવ આવતો. એક વખત રાજકોટ દીવાનોની મીટીંગ હતી, એમને તાવ આવ્યો હતો, બોલતા બોલતા પડી ગયા, બેશુદ્ધ થઈ ગયા. એવા એના બે ચાર પ્રસંગો જોઈ મને વિચાર આવ્યો કે ભાવનગર હજુ આ ડોસા પાસે કેટનું માગણું માગે છે ! મને કવિતા હૈયે ચડી —



## માગણું માગે છે

ભાવેણું માગણું માગે છે, બુઢો સૌ સુખડાં ત્યાગે છે.
હૈયેં ઉગમગતો લાગે છે.

રાજ ભાવુભાએ દુનિયા છોડી, નદકુવર બા સાથ;
ત્રણ બાળુડા પારણે પોઢયા, ઘોડીએ રેઢાં રાજ—૧

ખોખલું ગાડું દોયલા કેડા, ભાર તણો નૈ પાર;
પીઠ ધોરી તોય તીત ઉલંઘે, કેમ ખમે એ આર—૨

આમ સાદો આમ સોયલો રે, એનુ ખોખલુ ખોખું અગ,
કોઈ ભાવેણાની આળ કરે ત્યારે બદલે બુઢાનો રગ—૩

માત રમા અતકાળની ખાટે, તો ય રીયો નઈ રાત,
બાળ રાજાને કારણે હાલ્યો વજર થઇ વિલાત—૪

મોત બીછાને માફ માગી એણે, નેહના તોડ્યા તાગ,
માત રમાને ન થયો રે તારો મરતાનો મેળાપ—૫

માંસ વલોવ્યાં લોહી નિતાર્યાં, તાંતણે બાંધી નાડ,
બાપુ રાજાને કામ આવે તો, એક બાકી છે હાડ—૬

તન ફાટે એવા તાવ દેહુંમાં, પુત્ર ચડાવ્યો આજ;
દીકરાને એણે ટાકરૂ દીધી, ખપજો આને કાજ—૭

કાગ પચાવ્યાં નાનકે કોઠે કેક હેમાળા માપ;
કોઇ મોટા એનો અંત લેશે એને લાગશે ગેબી શ્રાપ—૮



કોઇ દેવ બુવાને ડાક વાગે ત્યારે આવેશ આવે અને જેમ શક્તિથી હજારગણો નાચવા ધૂણવા માંડે એમ આ ડોસાને ગરીબોના દુ:ખનું શબ્દ સાંભળી હાક આવતી. ખેડૂતોનો ડાયરો જામ્યો હોય એમાં હામ્ભો મારી મારી વાતો કરે મને તો આશ્ચર્ય થતું કે આ બધી વાતો કરતી વખતે શક્તિ ક્યાંથી આવે છે પણ જ્યાં ખેડૂતોનો ડાયરો વીખરાય કે તુરત એને કાળની સાથે મોઢામોઢ વાતો કરતો જોયો છે. અને એ વાતો રોતા રોતા નહીં પણ હસતા હસતા.

દિવસમાં ત્રણવાર મરે અને ત્રણવાર જીવતો થતા એ વૃદ્ધને મેં જોયો છે

ગઢડાના ડાક બંગલામાં ગતે જમતા જમતા વળી છાતી પર હાથ ફેરવવા લાગ્યા અને મોતની સાથે ખાનગી વાતો કરવા લાગ્યા મે હાથ જોડી વિનતિ કરી કે હવે આપ થોડાક દિવસ આરામ લ્યો એમ ઘણા માણસો વતી મારી વિનતિ છે થોડુંક હસ્યા. કહ્યું, "લે આ પાદપૂર્તિ."

## "મરી જાવું ગમે કરતાં કરતાં"

મેં કહ્યું; "હમણાં હમણાં આપને હરવખત આવું બોલવાની ટેવ કેમ પડી ગઇ છે? એ લીટી પર હું તો કાંઇ લખતો નથી."

પલંગ પર બેઠા બેઠા બે હાથના ટેકા રાખી અને બોલ્યા. "ભગત આપણે કોઇનાં ઘર અપવિત્ર નહિ કરીએ. રસ્તામાં મરી ગયાના સમાચાર તમો સાંભળશો."

મેં પૂછ્યું "આપના દિલ્હી પધારવાના ખબર સાંભળ્યા છે. ક્યારે પધારશો?"

"હા. સાચી વાત છે. પણ હમણાં તો ભાવનગર જ રહીશ. કારણ કે અનંતરાયભાઇની મા મેંણાં મારે છે. એ મેંણાં સાંભળી સાંભળી એક વરસ તો કાઢ્યું. એના અંતકાળ વખતે હું વિલાયત ચાલ્યો ગયો હતો. મારા હાથ એને અડયા નહિ. હવે તો આવી છે એની વરસી. એમાં પણ હું હાજર ન રહું એ કેમ બને? માટે હવે તો ગામડાઓનો પ્રવાસ પણ અધૂરો રાખી બધા દિવસો એની ક્રિયામાં રહેવું છે.



જીવનના બધા વિચારોને રજા આપી સાતે દિવસ એકચિત્તે ભાગવત સાંભળ્યું. શ્રોતામંડળ વચ્ચે ખાટ પર સુતા સુતાં આંખો મીંચી સાંભળતા. મને પરિક્ષિત મોક્ષની સ્મૃતિ આવતી; ખોરાકમાં ફક્ત દૂધ જ લેતા. છેલ્લા મોક્ષ અધ્યાયમાં પૂછ્યું કે "ભટજી મારો મોક્ષ થશે કે કેમ?" સાચોસાચ એને પોતાની બાજી સંકેલવાની ખબર પડી ગઇ હતી. હરિપુરા મહાસભામાં જવાનું મારે માટે પણ પોતાની સાથે નક્કી કર્યું હતું. પણ એમની તબીયત ઘણી જ નરમ થયેલી જોઇ મેં

કહ્યુ કે "હું હરિપુરા જવાનું બંધ રાખું. આપની તબીયત ઘણી જ ખરાબ થઇ ગઇ છે. એટલે હું આપની પાસે રહું. વાતો કરીશ જેથી આપને આનંદ આવશે."

"ના, તને આમંત્રણ છે. તારાં ગીતો ગાવાના કાર્યક્રમની તારીખો નક્કી થઇ ગએલ છે માટે તારે જરૂર જવું જ જોઇએ. બનશે તો હું ઊડીને આવીશ. પણ નવાણું ટકા નહિ અવાય."

આવું મને કહીને પટ્ટણીજીએ મહાસભામાં મોકલ્યો.

શ્રી ગાંધીજીના એ ભક્ત હતા પણ એટલા અશક્ત હતા કે બોલવાની શક્તિ પણ ન હતી એટલે આવવા હિંમત ચાલી નહીં. બીજી તરફ ગઢડા-મુકામે એણે કહેલું કે "આપણે તો ભાઇ, કોઇનાં ખોરડાં અપવિત્ર નહિ કરીએ. ને મારા સમાચાર તો તમે એવા સાંભળશો કે હું રસ્તામાં જ મરી ગયો છું."

હરિપુરા જતાં શ્રી. મહેશ પટ્ટણીએ મારે માટે ભાતું બાંધતાં કહ્યું કે 'બાપુજીનો કાર્યક્રમ કાલે શિહોર જવાનો છે. કોઇને કહીશ મા.' હું તો દિગ્મૂઢ બની ગયો, 'શિહોર?' 'હા, શિહોર જ. મને હમણાં જ બોલાવીને કહ્યુ છે.'

તા. ૧૫-૨-૩૮ના રોજ હું હરિપુરા જવા ઉપડયો પણ સાથો-સાથ એ ત્રણ ચાર દિવસ અધ ધધ રહ્યું. દિશાઓ માત્ર ઝાંખી ઝપટ થઇ ગઇ. એટલો પવન ફુંકાતો હતો કે ધૂળ ધૂળ. તા. ૧૭-૨-૩૮ ના રોજ હરિપુરામાં દસ લાખની મેદનીમાં વીજળીને વેગે વાત પ્રસરી ગઇ કે આજે દાઢીવાળો દેવ થઇ ગયો :

એની આગમવાણી મને રૂપવંત આંખો સામે તરવરવા લાગી. અને તુરત જ રોવું ન આવ્યું પણ એક જ વાત યાદ આવી અને ગીત રૂપે બહાર નીકળી.

તમે કહેતા કે જા ઝટ આવીશ હું;

તારાં ગીતો ગાંધીજીને ઘેર જઇ;
તમે કહેતા કે ત્યાં સંભળાવીશ હું—ટેક૦

એ સંત તણા ચરણામૃતમાં,
કર ઝાલી તને નવરાવીશ હું;
તું ગાજે ગાંધીજીનાં ગીતડીઆં
તમે કહેતા કે સાદ પુરાવીશ હું—તમે૦ ૧

એ સંત તણી સ્તુતિને સમયે,
તને સાન કરી સમજાવીશ હું;
નીરક્ષોભ બની લલકાર્યે જજે,
તમે કહેતા કે તાલ બજાવીશ હું—તમે૦ ૨

એ વિશ્વરૂપની વિભૂતિનાં,
તને દર્શન દિવ્ય કરાવીશ હું;
એ સંત તણે ચરણે પડવા,
તમે કહેતા કે ઉડીને આવીશ હું—તમે૦ ૩

શ્રી રામતણી ત્યાં ધુન થશે,
ત્યાં નાચીશ ધુન મચાવીશ હું;
એવી વાતો કરી ગુરુ ગાંધીજીને,
તમે કહેતા કે ખુબ હસાવીશ હું—તમે૦ ૪

તા. ૧૯-૨-૩૮ ના રોજ હું હરિપુરાથી પાછો રવાના થયો. ધોળે

ખબર મળ્યા કે ભાવનગરમાં આજે તો શ્રી. પટ્ટણીજીની શોક સભા છે. મને થયું : અરે જીવ ! હવે તો, એમની પાછળ મરશીઆજ ગાવાના રહ્યા. શ્રી જસુનાથ મહાદેવમાં જંગી સભા મળી હતી. એમની પાછળ રોઇ નહિ હોય એવી અભાગણી આંખ એક પણ ન હતી. હું તો સ્ટેશનેથી સીધો ગયો શોકસભામાં. મને તો પટ્ટણીજી જીવતા જ લાગ્યા; એટલે બોલ્યો કે—

•

## "જીવતો દીઠો"

રોશો મા માવડી ને રોશો મા બેનડી,
રોશો મા બંધુડા ને રોશો મા બેટડા,
મેં રે રામાજીને જીવતો દીઠો—ટેક૦

મોટેરી રાતમાં આપણા મહારાજના,
પેરાવાળાને મેં ઊંઘતો દીઠો;
નીંદરમાં કંકડે જ્યાં બાળુડો રાજા ત્યાં,
માથેથી ખમકાર કરતો દીઠો—૧

અંધારી રાતમાં ને મીઠી મ્હેલાતમાં,
મોટા કુંવરીઆને રોતો દીઠો;
ઊંઘાડવા આંટીલા વીર બહવીરને,
દોરી લઇ હાલરડાં ગાતો દીઠો—૨

આંટી ઘુંટીના જે આવેલા કાગળીઆ,
હૈડાની આંખડીથી વાંચતો દીઠો;
ધોળી ધોળી દાઢી પર રાતે રાતે આંસુડે,
ગરીબોનાં હૈડાંમાં રોતો દીઠો—૩

કુણાં કુણાં બાળુડાંની સાથે તાળી લઈને,
શેરી શેરીમાં મેં હસતો દીઠો;
કૃષ્ણજીના કામ માટે ખરબચડા પથ્થર પર,
ખોપરીની કરચું મેં ઘસતો દીઠો—૪

દેશના ધીંગાણાની ક્ષત્રીઓના જાયાને,
પડકારી હાકલો મેં કરતો દીઠો;
દાઢી પર હાથ દેને સમ્રાટોના ડાયરામાં,
નિધડક વાતડીયું મેં કરતો દીઠો—૫

[૧]મીરાની ધાડમાં ને ભેંકારી રાડમાં,
સંત કેરા સંગમાં મેં ચાલતો દીઠો;
હાલો બતાવું હું આવ્યો છું જોઈને, મેં
ગાંધીજીની કીકીઓમાં રમતો દીઠો—૬

ગોફણ લઈ હાથમાં ને ખેતરડે ખેતરડે
મોલનાં રખોપાં મેં કરતો દીઠો;
ઉપરનાં ઊજળાં ને લીતરાનાં મેલાં એ,
નિર્દય માનવીઓથી ત્રાસતો દીઠો—૭

૧. દાંડી કુચ વખતે

જોગંધર ચારણ્યોના ખમકારા ઝીલતો,
    કાગની મઢુલીએ મેં જમતો દીઠો;
કામ જો પડે તો મને કહેજો હું ગોતી દઈશ,
    કૃષ્ણજીનાં હૈડામાં છુપતો દીઠો—૮

કોઈ રોશો મા માવડી ને રોશો મા બેનડી,
રોશો મા બહુડા ને રોશો મા બેટડા;

રોશો મા બંગલા ને રોશો મા ઝુંપડી,
રોશો મા લીંબડી ને રોશો મા પીપળી.

મેં રે બાપુજીને જીવતો દીઠો,
    દાઢીવાળાને મેં જીવતો દીઠો—ટેક.



આવા સમવાયતંત્રના ઉત્કૃષ્ટ પ્રસંગમા અને ભાયાતો ચારણો તથા ભાવનગર રાજ્યની તમામ પ્રજાને કરજમાંથી મુક્ત કરવાના" છેલ્લા સ્વપ્ના સેવતા એ વૃદ્ધ ધણીજી કોને કોને અને ક્યારે યાદ આવશે?

દોહો

નૃપતિ કવિ ખેડુત દીન, કરી પ્રદાન ગણનાદ;
દલપતનંદને તે દિને, અંતર કરશે યાદ.

છંદ હરિગીત

ઊંચે સિંહાસન બેસશે સમરાટનો સરદાર જ્યાં,
નરપાળના પગ પ્રૂજશે એ દોહ્યલો દરબાર ત્યાં;
ગંભીર મોઢા ગહન ગોરા નૃપતિઓને નીરખશે,
**એ વખત પટણી પ્રભાશંકર યાદ સૌને આવશે-૧**

કરી નજર કરડી મુચ્છ મરડી પ્રશ્ન અઘરા પૂછશે,
મુખ હૃદય થરથર હોઠ ફરફર મહીપતિ મુંગા થશે;
પદભ્રષ્ટ કરૂં પુહવી-પતિને [એવો] દાબ દઈને ડરાવશે,
**એ વખત પટણી પ્રભાશંકર યાદ સૌને આવશે-૨**

સમરાટના પરતાપનો ત્યાં તાપ તપશે આકરો,
કરમાઇ જાશે મુખ કોમળ વખત આવે છે ખરો;
દિલીતણા દરબારમાં સમવાયની ચર્ચા થશે,
**એ વખત પટણી પ્રભાશંકર યાદ સૌને આવશે-૩**

ઇશ્વર એના આત્માને સદાને માટે શાન્તિ આપો.



# કૃષ્ણનો તાર લાગ્યો

કૃષ્ણ નામ મને નાનપણથી જ ગમી ગએલ છે. કૃષ્ણમાં મારી સર્વ દોડ વિરમે છે.

જગતમાં કર્મ પ્રધાન છે. રામાયણમાં લખ્યું છે કે·

કર્મ પ્રધાન વિશ્વ કરિ રાખા, જો જસ કર તસ સો ફલ ચાખા"

સુખ અને દુઃખના જડેલ આંકડાઓની જીવન સાંકળ છે.

સુખના જ આંકડા રાખી દુઃખના કાઢી નાખવા જતાં આખી સાંકળ જ નાશ પામે છે એવી ઇશ્વરની ગહનલીલા છે. એ ઇશ્વરની જે ગતિ બીજનો ઉદય કરે છે, અગ્નિને પ્રકાશે છે, વાયુને ફૂંકે છે, વરસાદ વરસાવે છે, સાગરમાં ગાજી રહી છે અને ભરતી ઓટ કરાવી રહી છે.

જે કળા સૂર્યમાં તપી રહી છે, તારાઓમાં હસી રહી છે, એ ભગવાનની અનંત શક્તિઓનું થોડું ઘણું જ્ઞાન થયા પછી–

ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો



કર્મ જોગે ફરી જન્મતાં માનવી,
દીર્ઘ નાનાં સહુ કર્મ જોગે;
કરેલા આપના પૂર્વના કર્મથી,
ભોગવે સુખ ને દુખ ભોગે.
કર્મથી દેવ છે કર્મથી દૈત્ય છે,
કર્મ ગતિ જાણવા જીવ જાગ્યો;

જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૧

સાંધીઆ સુખ ને દુઃખના આંકડા,
કર્મની સાંકળો છે જડેલી;
દુઃખના તોડતાં સુખના તૂટતા,
ઈશ્વરી ઘોર ઘાટે ઘડેલી,
કર્મથી જગત છે કર્મથી ભક્ત છે,
કર્મ સાગર નહીં જાય તાગ્યો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૨

કર્મ બ્રાહ્મણ કરે કર્મ રજપૂત છે,
કર્મથી વૈશ્ય ને શૂદ્ર ભાસે;
કર્મથી મુક્તિના મ્હેલમાં મા'લશે,
કર્મથી કેદખાને જવાશે.
કર્મ શૂરવીર ને કર્મ કાયર કરે,
મુનિવરે કર્મનો પંથ માગ્યો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૩

કર્મ કરવા થકી ચોર સંતો બન્યા,
કર્મથી વિપ્ર ચંડાળ થાતો;

કૈંક શત્રુ હશે કૈંક મિત્રો હશે,
એ બધો જગતમાં કર્મ નાતો.
જ્ઞાનીએ ભાગ્યને કર્મ છોરૂ ગણ્યું,
કર્મનો પંથ કોઇએ ન તાગ્યો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૪

કર્મથી દેવળે દેવ બેઠા ઘણા,
કર્મથી કોઇ નવ નામ લેતું;
કર્મથી લક્ષ્મી ચરણમાં લોટતી,
કર્મથી કોઇ નવ પાઇ દેતું.
કર્મથી વચન બ્રહ્માંડ ઝીલી રહ્યુ,
કર્મનો ઘંટરવ ગગન વાગ્યો;
જન્મીઓ જગતમા કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૫

કર્મથી જીવ ને શિવ બ્રહ્મા બને,
કર્મથી કીટ કગાલ થાતો;
કર્મથી માનવી હૃદય રડતો હશે,
કર્મથી હર્ષનાં ગીત ગાતો.
કર્મથી રંકને દાન દેતો હશે,
કર્મથી નવ રહે અગ ધાગો;
જન્મીઓ જગતમા કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૬

કર્મથી અંગ આરોગ્ય રહેતું અને,
કર્મથી રોગીઓ નિત્ય રે'તો;
કર્મથી મૂઢ મૂરખ બને માનવી,
કર્મથી સર્વને શીખ દેતો.
કર્મથી છત્રને ચમર માથે ઢળે,
કર્મથી છત્ર તજી જાય ભાગ્યો;
જન્મીઓ જગ્તમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૭

કર્મથી તાત જો દેવ દાનવ થયો,
કર્મથી સૃષ્ટિનો નિયમ તોડયો;
પિતાને પ્રભુનાં વેર સૂઝ્યાં અને,
પુત્રને કાજ નરસિંહ દોડયો.
વીર પ્રહલાદને દેવ વંદન કરે,
ભક્તિના કર્મનો પંથ માગ્યો;
જન્મીઓ કાગ હું જગ્તમાં જ્યારથી;
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૮

કર્મથી જો હજી નામ પરભાતમાં,
કરણ દાતારનું સર્વ કે'તાં;
થયા નરપાળ પણ દુષ્ટ કરમો કર્યાં,
તેહનું કો નથી નામ લેતાં.
કર્મ ગણી મુખ્ય ને વેદવાણી લખી,
તેમણે ભાગ્યનો વાદ ત્યાગ્યો;

જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો— ૯

કર્મ છોડયા પછી જગત રહેતું નથી,
કર્મ છોડયા પછી જીવન કયાંથી;
શબ્દ ને રૂપ બે કર્મનાં છોકરાં,
થયું સૃષ્ટિ તણું વૃક્ષ ત્યાંથી,
કર્મ આધીન છે કાળ વિકરાળ જો,
કર્મ કરતો છતાં જાય ભાગ્યો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૦

આદિમાં કર્મ છે મધ્યમાં કર્મ છે,
અંતમાં કર્મને ઊંઘ લાગે;
કર્મનું ઊંઘવું પ્રલય ભાસે ખરો,
(પણ) પ્રલયની ઊંઘ તજી કર્મ જાગે.
કર્મનો દોર વૈરાટનો શ્વાસ છે,
ઊંઘતાં જાગતાં એક રાગો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૧

કર્મનું રૂપ નહીં કર્મનો રંગ નહીં,
તે છતાં રૂપ ફળથી જણાશે;

રૂપ જોયા છતાં સ્પર્શ થાશે નહીં,
ચપળ ચપળા મનું ચાલ્યું જાશે.
આવતું ક્યાં થકી ક્યાં વિરમતું હશે,
કરમનો મરમ નહિ જાય તાગ્યો;
જન્મીઓ જગતમાં કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૨

વ્યોમથી મેઘને કોણ વરસાવતું,
કોણ આ બીજ અંકુર ફોડે;
ઉદર સાગર તણે કોણ ગાજી રહ્યું,
કોણ જગ સર્વનો ગર્વ તોડે.
એ બધાં કર્મ તે કોણ કરતું હશે,
જાણવા તેહને જીવ જાગ્યો;
જન્મીઓ કાગ હું જગતમાં જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૩

કોણ નભ સૂર્યમા તાપ તપવી રહ્યું,
કોણ આ આગ તારા પ્રકાશે;
ભુવનમાં પવન તે કોણ ફૂંકી રહ્યું,
કોણ આ ચાંદનીમાં હુલાસે.
હાથ કેનો હશે એ બધા કર્મમા,
તેહનો જાય નહિ તાગ તાગ્યો;
જન્મીઓ કાગ હું જગતમાં જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૪

પાણીમા પૃથ્વીને કોણ તારી રહ્યુ,
કાળનુ કોણ નિરમાણ કરતુ,
અડમા જીવને કોણ મૂકી જતુ,
શ્વાસ જીવન તણા કોણ ભરતુ
એ બધા કર્મનો કોઈ કર્તા હશે,
મુનિવરે તેહનો સાથ માગ્યો,
જન્મીઓ જગતમા કાગ હુ જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૫

જળ તણો રગ શુ, પવનનુ રૂપશુ,
આભનો કેમ આકાર કરવો,
કેટલી જગતમા જીવ સખ્યા હશે,
કાગળે આકડો કેમ ભરવો
આ બધા કર્મ નિર્માણ કોણે કર્યા,
જાણવા તેહને જીવ જાગ્યો,
જન્મીઓ જગતમા કાગ હુ જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૧૬

કીટ બ્રહ્મા સહુ કર્મને કાયદે,
કર્મના કાયદા કોણ ઘડતુ,
કર્મ પે'લુ હતુ જીવ પેલો હતો,
એ બધી ચોખવટ કોણ કરતુ

## કાગવાણી ( ભાગ ૧ ) : પ્રત ૨૦૦૦
## કાગવાણી ( ભાગ ૨ ) : પ્રત ૨૦૦૦

### બેઉ ભાગના અગાઉથી થયેલા ગ્રાહકોનાં
### શુભ નામો

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૫૦૧ | નેક નામદાર મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી બહાદુર મં. | ભાવનગર |
| ૧૦૧ | મે. અનંતરાય પ્રભાશંકર પટ્ટણી મુખ્ય દિવાન | ,, |
| ૧૦૧ | ના. દરબારશ્રી રામભાઇ મુળુભાઇ | બગસરા |
| ૧૦૧ | ના. દરબારશ્રી વીરાભાઇ મુળુભાઇ | નટવરનગર |
| ૧૦૧ | ના. દરબારશ્રી ઉનડભાઇ ભાણુભાઇ | ડેડાણ |
| ૧૦૧ | જાગીરદાર સૈયદ નઝીરઅબ્બાસ બાપુમીઆં | મોરંગી |
| ૧૦૧ | ,, ,, અકબરઅલીભાઇ તથા દાદાબાપુ | ફીફાદ |
| ૮૧ | નામદાર ઠાકોર સાહેબ દોલતસિંહજી | લીંબડી |
| ૬૧ | શેઠ હરગોવનદાસ જીવણદાસ જે. પી. | ભાવનગર |
| ૫૧ | બેનશ્રી નાનબાબાઇ ખુમાણશ્રી પીઠા વાજસુરના વીધવા | છેલણા |
| ૫૧ | નામદાર, દરબારશ્રી સુરગવાળા સાહેબ. | વડીઆ |
| ૫૧ | નામદાર ઠાકોરશ્રી પ્રહલાદસિંહજી | લાઠી |
| ૫૧ | દરબારશ્રી વીસાભાઇ લાખાભાઇ | મેંદરડા |
| ૫૧ | મે. ગજાનન ઉમયાશંકર ભટ્ટ બી. એ. ડીપ ઇડી એમ ઇડી એમ. આર. એસ. ટી કે. ઉ. અધિકારી | ભાવનગર |
| ૫૧ | દરબારશ્રી. ભાવુભા ભીમભાઇ | ખારી |
| ૫૧ | દરબારશ્રી કેશુભાઇ ત્થા રામભાઇ | દેગવડા |
| ૫૧ | શેઠ મોહનલાલ મોતીચંદ નગરશેઠ | ગઢડા |

વિશ્વ નાટક અને કર્મનાં દોરડાં,
જેહને હાથ છે તેજ માયા,
આંખ નવ નીરખે રૂપ માયા તણું,
ઇશ નિર્લેપની એ જ છાયા.
એ બધું બોલતાં વેદ નેતિ વદ્યા,
આશગો ઇશને ચરણ માગ્યો;
જન્મીઓ જન્મમા કાગ હું જ્યારથી,
ત્યારથી કૃષ્ણનો તાર લાગ્યો—૨૦



| | | |
|---|---|---|
| ૨૫ | ગોહિલશ્રી રામસિંહજી દેવીસિંહજી | ખારડી |
| ૨૫ | શ્રી જોરાવરસિંહજી હરિસિંહજી | દેવચડી |
| ૨૫ | ખુમાણશ્રી રામભાઇ જીવાભાઇ | આગરીઆ |
| ૨૫ | શ્રી. કાળીદાસભાઇ દે. | કુંડલા |
| ૨૫ | શ્રી. ખૂમાણ શ્રી. નાગભાઇ દેવાતભાઇ | આરીકા |
| ૨૫ | ગોહિલશ્રી દોલતસિંહ દેવીસિંહજી | જસપરા |
| ૨૫ | ગઢવી મેરૂભા મેઘાણંદ | છત્રાવા |
| ૨૫ | ખુમાણ શ્રી. ઓઢાભાઇ વીસામણભાઇ | ઘોબા |
| ૨૧ | ગોહિલશ્રી બહાદુરસિંહજીભાઇ | લાખણકા |
| ૨૧ | ના. દરબારશ્રી અમરૂભાઇ વાજસુરભાઇ | બગસરા |
| ૨૧ | શ્રી. દેવરામ કેશવજી | કેશોદ |
| ૨૧ | શેઠ ભોગીલાલ મગનલાલ શાહ | ભાવનગર |
| ૨૧ | શ્રી. મારકંડરાય ગુલાબરાય દેશાઇ વકી. | ઉમરાળા |
| ૨૧ | શેઠ આદમ રાણા | બગસરા |
| ૨૧ | વાળાશ્રી સરદારસિંહજી તથા જોરૂભા તથા પાતુભા | તરેડી |
| ૨૧ | વરૂ ભીમભાઇ તથા કાળુભાઇ | નાગેશ્રી |
| ૨૧ | મહંતશ્રી રામદાસજી ગુરૂ ગીગારામજી | પીપાવાવ |
| ૨૧ | રા. બાશ્રી યશવંતબા સાહેબ દરેડવાળાં શ્રી રીનીયર રાણીસાહેબ | મેંગણી |
| ૨૧ | ધાખડા ભાણભાઇ ગીગાભાઇ | રાજુલા |
| ૨૧ | વરૂ રામભાઇ તથા નાનાભાઇ | કોટડી |
| ૨૧ | શ્રી. દુલભરાયભાઇ વ્યાસ વકી. | મહુવા |
| ૨૧ | ખુમાણ શ્રી દાદાભાઇ જીવાભાઇ | ભમોદરા |
| ૧૬ | ગોહીલ શ્રી. સરદારસિંહજી ગેમાભાઇ કર્નલ સાહેબ | ભાવનગર |
| ૧૫ | ગોહીલ શ્રી. મહોબતસિંહ સાહેબ ઈ. ક. | ભાવનગર |
| ૧૫ | રાણા શ્રી. દીલીપસિંહજી કાળુભાઇ | ભાવનગર |
| ૧૫ | શ્રી. વીરેંદ્રરાયભાઇ દેશાઇ | ” |

| | | |
|---|---|---|
| ૫૧ | નામદાર દરબારશ્રી. પ્રતાપસિંહજી | લાપર |
| ૫૧ | ગં. બાશ્રી. આણંદકુંવરબા | ભાવનગર |
| ૫૧ | ગ. બાશ્રી. કૃષ્ણકુમારીબા બા રાણીસાહેબ | રાજકોટ |
| ૪૧ | મે. હેમચંદભાઈ રામજીભાઈ ચી. એન્જીનીયર સાહેબ | ભાવનગર |
| ૩૧ | મે. રાવ બહાદુર. યશવંતરાય વ્હોરા | ભાવનગર |
| ૨૫ | ના. યુવરાજશ્રી. ગંભીરસિંહજી સાહેબ | વળા |
| ૨૫ | ડૉ. ત્ર્યંબકલાલ નંદકેશ્વર દવે એમ. એ. બી. ડી. (મુબઈ) પી. એચ ડી. (લંડન) પ્રી. ધર્મેન્દ્ર કોલેજ | રાજકોટ |
| ૨૫ | ના. કુમારશ્રી. વિજયસિંહજી મંગળસિંહજી | ભાવનગર |
| ૨૫ | ના. દરબારશ્રી. લખધીરસિંહજી સાહેબ | ગઢકા |
| ૨૫ | ના. દરબારશ્રી. પ્રતાપસિંહજી સાહેબ. | રામધરી |
| ૨૫ | મે. નટવરલાલ માણેકલાલ. સુત્તી ના દી. | ભાવનગર |
| ૨૫ | મે ભાસ્કરરાવ વીઠ્ઠલરામ મહેતા જ્યુ. | ભાવનગર |
| ૨૫ | મે. કૃષ્ણચંદ્રસિંહજી રાજુભાઈ પો. ઉ | ” |
| ૨૫ | મે કર્નલ બાપુભા નારણજી કમાન્ડર ઇન ચીફ | ભાવનગર |
| ૨૫ | મે. ઉપેંદ્ર ભટ્ટ સ્ટેટ એન્જીનીયર | ભાવનગર |
| ૨૫ | બાશ્રી વી-ના ખમીઆ, જુગભાઈના વિધવા | મોણપર |
| ૨૫ | મે. જહાંગીર મ ગણીના સાહેબ | ભાવનગર |
| ૨૫ | ખાચરશ્રી દાદાભાઈ નાજાભાઈ | ગઢડા |
| ૨૫ | ગઢવી મુળુભાઈ પાલીઆ ફે. | પડધરી |
| ૨૫ | શ્રી જવેરીલાલભાઈ જગજીવનભાઈ દેશાઈ થા | બેગાઈ |
| ૨૫ | શે શ્રી શરીફભાઈ | મહુવા |
| ૨૫ | સોની ભીમભાઈ મોરીસવાળા. | મહુવા |
| ૨૫ | શેઠ ભગવાનદાસ ગોકળદાસ | મુંબઈ |
| ૨૫ | જાડેજાશ્રી જસુભા બાપુભા | રીબડા |
| ૨૫ | ગોહિલશ્રી નથનસિંહજી અજાભાઈ | પીપળવા |

ખારડી
૨૫ ગોહિલશ્રી રામસિંહજી દેવીસિંહજી
દેવચડી
૨૫ શ્રી જોરાવરસિંહજી હરિસીંહજી
આગરીઆ
૨૫ ખુમાણશ્રી રામભાઇ જીવાભાઇ
કુંડલા
૨૫ શ્રી. કાળીદાસભાઇ ડૅા.
રઆરીકા
૨૫ શ્રી. ખૂમાણ શ્રી. નાગભાઇ દેવાતભાઇ
જસપરા
૨૫ ગોહિલશ્રી દોલતસિંહ દેવીસિંહજી
છત્રાવા
૨૫ ગઢવી મેરૂભા મેઘાણંદ
લોખા
૨૫ ખુમાણ શ્રી. ઓઢાભાઇ વીસામણભાઇ
લાખણુકા
૨૧ ગોહિલશ્રી બહાદુરસિંહજીભાઇ
બગસરા
૨૧ ના. દરબારશ્રી અમરૂભાઇ વાજસુરભાઇ
કેશોદ
૨૧ શ્રી. દેવરામ કેશવજી
ભાવનગર
૨૧ શેઠ ભોગીલાલ મગનલાલ શાહ
ઉમરાળા
૨૧ શ્રી. મારકંડરાય ગુલાબરાય દેશાઇ વકી.
બગસરા
૨૧ શેઠ આદમ રાણા
તરેડી
૨૧ વાળાશ્રી સરદારસિંહજી તથા જોરૂભા તથા પાતુભા
નાગેશ્રી
૨૧ વરૂ ભીમભાઇ તથા કાળુભાઇ
પીપાવાવ
૨૧ મહંતશ્રી રામદાસજી ગુરૂ ગીગારામજી
૨૧ ગં. બાશ્રી યશવંતબા સાહેબ દરેડવાળા શ્રી રાણીયર
ગેંગણી
રાણીસાહેબ
રાજુલા
૨૧ ધાખડા ભાણુભાઇ ગીગાભાઇ
કોટડી
૨૧ વરૂ રામભાઇ તથા નાનાભાઇ
મહુવા
૨૧ શ્રી. દુલભરાયભાઇ વ્યાસ વકી.
ભમોદરા
૨૧ ખુમાણ શ્રી દાદાભાઇ જીવાભાઇ
૧૬ ગોહીલ શ્રી. સરદારસિંહજી ગેમાભાઇ કર્નલ સાહેબ ભાવનગર
ભાવનગર
૧૫ ગોહીલ શ્રી. મહોબતસિંહ સાહેબ ઈ. ક.
ભાવનગર
૧૫ રાણા શ્રી. દીલીપસિંહજી કાળુભાઇ
"
૧૫ શ્રી. વીરેંદ્રરાયભાઇ દેશાઇ

| | | |
|---|---|---|
| ૧૧ | ત્રીવેદી હરીલાલ મોહનલાલ | થા ઉજા |
| ૭ | શ્રી. ઠાકમલાલ કૃષ્ણશંકર નાયક ર વદી | મહુવા |
| ૫ | શ્રી ભુવન ભાઇ રામજીભાઇ મ઼ ન્યા | ભાવનગર |
| ૫ | શ્રી હરીલાલ ભાણુશંકર આ વ | મહુવા |
| ૫ | વાગાથી લાખાભાઇ નમાભાઇ તા | મોખુવેન |
| ૫ | કુમારશ્રી પ્રતાપસિહજી સાહેબ | દરેડ |
| ૫ | ચન્નુપ્રસાદ હરપ્રસાદ દેશાઇ વદી | કુતીઆણા |
| ૫ | રાજ્ય શ્રી દારણુભાઇ મધુભાઇ | વળા |
| ૫ | ાએ ગશ્રી દેવીસહજી ભોજરાજજી | પાળી |
| ૫ | ા ગટલાલ મકનજી મહેતા | કુકડા |
| ૫ | શ્રી મીનાચહેર રુસ્તમજી ઉનવાળા | ભાવનગર |
| ૫ | શ્રી ચાતીલાલ પાર્વતીપ્રસાદ વૈદ્ય. | ,, |
| ૫ | ગોહિલ શ્રી રતુભા સાહેબ | મોનગર |
| ૫ | કવિરાજ શ્રી પરમાનંદભાઇ નાપજીરાજ | નાપર |
| ૫ | શ્રી વીરેશ્વર પરમાનંદદાસ | , |
| ૫ | શે. જમનાદાસ લક્ષ્મીદાસ | , |
| ૫ | વાજાશ્રી જહુભાભાઇ તથા મનુભા | ઉચડી |
| ૫ | શ્રી પદ્મનન્દ ક ચનાથ દેસાઇ | ભાવનગર |
| ૫ | શ્રી મુળશંકર ભાગવાનજી મહેતા સ્વરુપ દાદ | કુન્તી |
| ૫ | ડા મોહનભાઇ | મહુવા |
| ૫ | શેખ આદમ રહેમાન | |
| ૫ | શ્રી જગન્નાથ મણીશંકર દે। | દીહોર |
| ૫ | શ્રી જયતીલાલ મોતીલાલ દે। | ભાવનગર |
| ૫ | શ્રી બાપુલાલ મારાભાઇ દે। | કોળીઆક |
| ૫ | શ્રી. ખાતુભાભાઇ દે। | ખુટવડા |
| ૫ | ખુમાણશ્રી ગણીગ મગુ | ઉજા |

| | | |
|---|---|---|
| ૫ | મોદી અમરશી કાળા | ભાણવડીઆ |
| ૫ | શેઠ બાનુ નરશી | મહુવા |
| ૫ | વકીલશ્રી ત્રંબકલાલભાઇ | મહુવા |
| ૫ | મોળકી રણછોડભાઇ રામભાઇ | મહુવા |
| ૫ | ,, ગોવીંદભાઇ ભોળાભાઇ ઠાકરીઆ | જાબુડા |
| ૫ | ,, લાખાભાઇ મુળુભાઇ ઠાકરીઆ | ,, |
| ૫ | પાલીઆ કરસનભાઇ પાલાભાઇ | ,, |
| ૫ | લાબા હરદાસભાઇ અમરાભાઇ | ,, |
| ૫ | લામા જીવાભાઇ જેઠાભાઇ | ,, |
| ૫ | પડયા. ભુપતભાઇ ત્રીભુવનદાસ | તળાજા |
| ૫ | શ્રી પરશોત્તમભાઇ કો | કુંભણ |
| ૫ | શ્રી દયાળજીભાઇ કો. | વાવેરા |
| ૫ | શ્રી મણીશંકર જયશંકર | ગઢડા |
| ૫ | ગોહીનશ્રી અગરસિંહજીભાઇ | બુધેલ |
| ૫ | ગોહિનશ્રી જીવુભા હનુભા | દીહોર |
| ૫ | ગઢવી લાગાભાઇ જેઠાભાઇ | આગણકા |
| ૫ | ,, ભગતભાઇ આપાભાઇ | ,, |
| ૫ | ,, દેવાભાઇ તથા રામભાઇ જખરાભાઇ | સાલોલી |
| ૫ | શ્રી શાતીનાનભાઇ બાબુ સા | રાજુના |
| ૫ | જોનાપરા નથુ વીજાણદ | જોનાપુર |
| ૫ | પીજર નાથાભાઇ | હડમતીઆ |
| ૫ | રાણીંગ સાદુળ | ઉગીઆ |
| ૫ | કતા પાના | ઉગીઆ |
| ૫ | હરીનાન ઝવન કો | રોહીશાળા |
| ૫ | ગોવીંદ કાગાભાઇ ચાવડા મે. | રગપર |
| ૫ | ગોહીન પ્રથ્વીરાજ નખુભા | વાવડી |

| | | |
|---|---|---|
| ૧૧ | શ્રી. કપીલરાય વીઠ્ઠલદાસ મહેતા | ભાવનગર |
| ૧૧ | શ્રી. ઇશ્વરલાલ ધેનાભાઇ મ્યુ. ન્યા. | મહુવા |
| ૧૧ | શ્રી. દામોદરદાસભાઇ ભાઇશંકર દી. સુ. | ભાવનગર |
| ૧૧ | શ્રી અલાણા જુસબ લાખાણી મ. ન્યા. | મહુવા |
| ૧૧ | શ્રી હેમંતકુમાર લક્ષ્મીશંકર વૈદ્ય. એફ. આર. સી એસ. (એડીન) વગેરે ચી. મેડીકલ ઓ | ભાવનગર |
| ૧૧ | શ્રી. અબદુલાભાઇ ગાગનાણી વકી. | ,, |
| ૧૧ | શ્રી. પુરૂષોતમ વિનાયક કાણે | ,, |
| ૧૧ | (શ્રી. દીનશા પેસ્તનજી પો. ઇ મીસીસ દીનશા | મહુવા |
| ૧૧ | શ્રી મણીલાલ વીરજી | જેતપુર |
| ૧૧ | શ્રી બાલાશંકરભાઇ કે. | ભાવનગર |
| ૧૧ | શ્રી દેવજીભાઇ જેલર સાહેબ | ,, |
| ૧૧ | શ્રી. મોહનલાલભાઇ ઓવરસીયર | મહુવા |
| ૧૧ | શ્રી દુર્લભજી વીઠલજી બધેકા | ભાવનગર |
| ૧૧ | શ્રી જાડેજા કાળુભાઇ સાહેબ ફો. | શીહોર |
| ૧૧ | શ્રી મણીશંકર હરીશંકર રાવળ | સરપદડ |
| ૧૧ | શ્રી મહમદમીયાં મીયાંસાહેબ કાજી | ભાવનગર |
| ૧૧ | શ્રી અનંતરાયભાઇ ફો. | ગઢુલા |
| ૧૧ | શ્રી દીપુભા મુળુભા ફો. | લીલીયા |
| ૧૧ | શ્રી કાંતીલાલ હરીશંકર શુકલ સુ. | ભાવનગર |
| ૧૧ | ગોહિલ શ્રી જુવાનસિંહજી બાપુભા | લાંપાળીઆર |
| ૧૧ | મહંત શ્રી. હરીવલ્લભદાસજી જદુરામજી | અખેગઢ |
| ૧૧ | શેઠ મોહનલાલ ગોપાળજી | ચાવંડીયા |
| ૧૧ | શેઠ વીરંદાસ નાથાભાઇ | આસરાણા |
| ૧૧ | શેઠ હરજીવન દેવકરણ તથા મનુબ્હેરી | રાજુલા |
| ૧૧ | ગોહિલ શ્રી રેવાસિંહજી કેસરીસિંહજી ફો. | વીરડર |

| | | |
|---|---|---|
| ૧૧ | જા. સૈયદ બડાસાહેબ ઉતાવળામીંઆ | મોભીઆણા |
| ૧૧ | ગઢવી વીસળભાઇ ગીગાભાઇ જામંગ | કીડી |
| ૧૧ | લાંબા ધનરાજભાઇ જીવાભાઇ | ભાડલા |
| ૧૧ | ખુમાણ શ્રી. ભગવાન ગણુંગ | વડાળ |
| ૧૧ | ખુમાણ શ્રી. સુરગભાઇ | આગરીઆ |
| ૧૧ | ખુમાણ શ્રી. સુરાભાઇ | વડાળ |
| ૧૧ | કોટીલા જીવાભાઇ એભલભાઇ | કુંડલીઆળા |
| ૧૧ | ખુમાણ શ્રી. ભગવાનભાઇ બાપુભાઇ | આગરીઆ |
| ૧૧ | કોટીલા ભાણભાઇ રૂખડભાઇ | કુંડલીઆળા |
| ૧૧ | પટેલ શ્રી. બેચરભાઇ લખમણભાઇ | દુંડાસ |
| ૧૧ | ભુકણ જીવાભાઇ તથા મોટા દાદાભાઇ | ભાણવડ |
| ૧૧ | ભુકણ ગગુભાઇ તથા દાદાભાઇ | ,, |
| ૧૧ | કામળીઆ દેવાતભાઇ તથા હાદાભાઇ | ગણપરડા |
| ૧૧ | ખુમાણ શ્રી. રામભાઇ ડોસલભાઇ | ધોબા |
| ૧૧ | ખુમાણ શ્રી. દેવાતભાઇ કાળુભાઇ | મેકડા |
| ૧૧ | ખુમાણ શ્રી. જીવાભાઇ દાનાભાઇ | દવી |
| ૧૧ | શેઠ કાનજી ગીરધર | ચાંચ |
| ૧૧ | શેઠ પરશોતમ પુંજાભાઈ | મુંબઈ |
| ૧૧ | શ્રી. કાંતીલાલભાઈ દવે. કે. | નાગેશ્રી |
| ૧૧ | નોળ પાતાભાઈ રામભાઈ | કંટાળા |
| ૧૧ | ભવા માણસુર હરસુર | ચકાવા |
| ૧૧ | ગઢવી હમીરભાઇ તથા ગઢવી પુંજાભાઇ | માલપરાં |
| ૧૧ | મોભ ગીગાભાઇ તથા બાઉભાઇ | સાંગણીઆ |
| ૧૧ | ખસીઆ જસાભાઇ દુદાભાઇ | ચુણા |
| ૧૧ | વોરા અબ્દીભાઇ શેઠ | મહુવા |
| ૧૧ | જમાદાર મનુભાઇ તાજુ | તાતણીઆ |

| | | |
|---|---|---|
| ૫ | ગઢવી વીર સામત તથા રાણસુર હાદા | મજાર |
| ૫ | ગઢવી ધુવાભાઇ માત્રાભાઇ | મગોળા |
| ૫ | ગઢવી નાગભાઇ નાનભાઇ | ,, |
| ૫ | ગઢવી નાગજી ભગવાન | અમુની |
| ૫ | ગઢવી જીવા પાતા તથા જેસા સુન | મસુદડા |
| ૫ | ગઢવી પુંજા હરસુર | કાયેના |
| ૫ | ગઢવી દેસા ખીમા | ,, |
| ૫ | જોષી ભીમજી દેવરામ | દેવકા |
| ૫ | ચાવડા ગોમાભાઇ જસાભાઇ | ભાવનગર |
| ૫ | નગરશેઠ વ્રજલાલભાઇ | ,, |
| ૫ | વકીલ ઉજમલાલ દયાળજી | કુભણ |
| ૫ | પંડયા પ્રાણશંકર હરીશંકર | મહુવા |
| ૫ | ભારી સનાભાઇ | બોડા |
| ૫ | શેઠ. તાપીદાસ ભી વર | તરેડ |
| ૫ | વણજર રામભાઇ | ખજુરી |
| ૫ | સુખી જીવાભાઇ | કુતણ |
| ૫ | પટેલ ભીમ મગુ | કટાળા |
| ૫ | પટેલ અર્જુન રામા | ખારસુરા |
| ૫ | જમાદાર મહમદ પન | વીરર |
| ૫ | પટેલ મુરજીભાઇ તથા લવજીભાઇ | પુલસર |
| ૫ | માસ્ટર જેતસુર જીવા | કુભણ |
| ૫ | વાસાણી હરીભાઇ | વાવડી |
| ૫ | પટેલ માવજીભાઇ | કટાસર |
| ૫ | પટેલ પરશોત્તમભાઇ | • |
| ૫ | પટેલ રામજીભાઇ માનજી | કુંડાસ |
| ૫ | મહતવી મુળચંદજી | કુંગર |